# ગંગા ગોવિંદસિંહ

અથવા

# વૉરન હેસ્ટિંગ્સનો જમણો હાથ

( ઐતિહાસિક રાજકીય કાદંબરી )

'MR. HASTINGS'S Government was one whole system of
ssion, of robbery of individuals, of destruction of the public,
f supersession of the whole system of the English Govern-
, in order to vest in the worst of the natives all the powers
could possibly exist in any Government, in order to defeat
ıds which all Governments ought in common to have in view."

*E. Burke.*

અનુવાદક:-સ્વ. નારાયણ હેમચન્દ્ર

પ્રકટકર્તા
"ગુજરાતી" પ્રેસ
સાસુન બિલ્ડીંગ્સ, સર્કલ, કોટ-મુંબઈ

સ. ૧૯૨૫ વિ. સં. ૧૯૮૨

પુસ્તક મળવાનું ઠેકાણું—

## "ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ

સાસુન બિલ્ડીંગ્સ, સર્કલ, કોટ, મુંબઈ.

એક રાજ્યવહિવટમાં જેટલી કંઈ સત્તા હોય તે સર્વ સત્તા અધમ દેશીઓના હાથમાં આપવા માટે, અને સર્વ સરકારો જે લક્ષબિન્દુ ધ્યાનમાં રાખી વહિવટ ચલાવે છે તેના હેતુઓ નાશ કરવા માટે, વૉરન હેસ્ટિંગ્સની સરકાર અથવા રાજસત્તા એકસરખી જુલમી હતી, વ્યક્તિઓને લૂટનારી હતી, જનતાનો નાશ કરનારી હતી અને ટુંકમાં અંગ્રેજી રાજ્યવહિવટની આખી પદ્ધતિને દબાવી દેનારી હતી.

એડમંડ બર્ક







Printed and Published by Natverlal Itcharam Desai, at
THE "GUJARATI" PRINTING PRESS,
Sassoon Buildings, El Circle, Fort–Bombay

કિંમત રૂ. ૧૦=૦

# રા. રા. લક્ષ્મીદાસ ખીમજી, જે. પી.

રાજેશ્રી, અતિઘણા, ગાઢ પરિચયથી મને માલમ પડ્યુ છે કે ગરીબો મત્યે તમારી
મમતા ને ઉદારતા મોટી છે, અને આ વાર્તાના મુખ્ય પાત્ર પ્રેમાનંદ પેરે
જનકલ્યાણ કરવામાં તમારૂં આનંદી આગ્રહી ઉત્સાહી ને કુલીન હૃદય
સદા તૈયાર રહે છે; કે જેવું હૃદય ઘણી થોડી વેળાએ, થોડાજ
પુરૂષોમાં જોવામાં આવે છે; વળી વિદ્યાના શોખીન
અને તેના વર્ધનમાં સદોદિત ઉમંગી છો, તે સર્વ
કારણથી આ ગ્રન્થ તમોને અર્પણ કરવામાં
આવે છે તે સ્વીકારશો.

મુંબઈ
ઇ. સ. ૧૮૮૮

હું છુ તમારો ઇત્યાદિ
ઇચ્છારામ સૂ. દેસાઈ

# "ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસની ઐતિહાસિક નવલકથાઓ



હિન્દ અને બ્રિટાનિયા અને રાજભક્તિ વિડમ્બન
રાસેલાસની કથા
મહારાણી શ્રીવિક્ટોરિયાનું જીવનચરિત્ર (સચિત્ર)
ગંગા-ગોવિંદસિંહ
સવિતાસુંદરી
ટીપૂ સુલતાન (પ્રથમ ભાગ)
દિલ્હીપર હલ્લો
અરાડમી સદીનું હિંદુસ્તાન
ઔરંગઝેબ અને રાજપૂતો
શાહજાદો અને ભીખારી
હેસ્ટીંગ્સની સોટી
પાણીપતનું યુદ્ધ
બેગમસાહેબ
નૂરજહાન
બાજીરાવ બલ્લાળ
રૂપનગરની રાજકુંવરી
ઇન્દુકુમારી
પ્લાસીનું યુદ્ધ
શિવાજીનો વાઘનખ
હળદીઘાટનું યુદ્ધ
નંદનવનનો નાશ





પેશવાઇની પડતી
ઔરંગઝેબનો ઉદય
પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ
કત્લેઆમ (નાદિરની દિલ્હીપર ચઢાઇ)
પુરાતન દિલ્હી (૪૦ ચિત્રો)
ચુંબનમીમાંસા
ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય
જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય
હમ્મીરહઠ અથવા રણથંભોરનો ઘેરો
ભુજબળથી ભાગ્યપરીક્ષા
પાટણની પ્રભુતા
ચાણક્યનન્દિની અથવા ચન્દ્ર અને સુહધી
અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ.
રૌનક મેહેલની રાજખટપટ અથવા બ્રાહ્મણી વંશના વિધ્વંસનો પ્રારંભ
બાદશાહ બાબર અથવા નૂરે ઇસ્લામ
ચક્રવર્તી હમ્મીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર
કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર
અનારકલી અથવા અપરાધી અકબર
જનાનખાનાની બીબીઓ
મીસરની મહારાણી-કલીયોપાત્રા
બાપ્પા રાવળ
જહાંગીર
રજીયા બેગમ
૨૫૦૦ વર્ષ પૂર્વેનું હિન્દુસ્તાન
બેટનો બળવો અથવા રાજબા રણસુંદરી

## સામાજિક નવલકથાઓ

મનાકે કર્યું મેરી મીઠું
વિલાયતી વિલાસમાં ફેશનબાઇ ખલાસ
આજકાલનો સુધારો અથવા ભયંકર રમણીયતા
સંદિગ્ધ સંસાર અથવા સાધુ કે શયતાન
ચુડેલનો વાંસો અથવા એક નટીની આત્મકથા-ભાગ ૧ લો અને ભાગ ૨ નો
નવો જમાનો-અમૃત કે ઝેર

# ત્રીજી આવૃત્તિનું નિવેદન

ગંગા ગોવિંદસિંહ નામની આ ઐતિહાસિક નવલકથાની નવી આવૃત્તિ ગુજરાતી પ્રજા આગળ રજુ કરતાં એક બે વાતનો ખુલાસો કરવાની મને જરૂર જણાય છે. આ નવલકથા પ્રથમ મારા પૂજ્ય સ્વ. પિતાશ્રીએ ઇ. સ. ૧૮૮૮ માં પ્રકટ કરી હતી, અને સ્વ. શેઠ લક્ષ્મીદાસ ખીમજી જે. પી. ને અર્પણ કરી હતી. આ વાર્તા ઉપરથી બ્રિટિશ રાજના આરંભકાળમાં અંગ્રેજોએ જ્યારે બંગાળનું આધિપત્ય સ્વીકાર્યું ત્યારે દેશના લોકો સાથે જોઇએ તેવા સમાગમમાં આવેલા નહિ, તેથી કેટલાક દેશી લોકોએ, તેઓનો ખોટો લાભ લઇને પોતાની જ જાતના લોકોને કેવી રીતે રંજાડ્યા હતા તેનો કંઇ ખ્યાલ આવશે, અને આજે ઘણીવાર કહેવામાં આવે છે કે હિન્દુસ્તાનના બીજા ભાગોમાં જમીનની મહેસુલ સમયના વધવા પ્રમાણે વધતું જાય છે અને રાજ્યની આવકમાં વધારો થતો જાય છે, તો શા માટે બંગાળના જમીનદારો અને ખેડુતો માટે પરોપકારી પુરૂષ લોર્ડ કોર્નવાલીસ સાહેબે કરી આપેલો કાયમની જમાબંધીનો કાયદો રદ કરવામાં ન આવે? આજે સમય બદલાયલો છે માટે તેમાં ફેરફાર થવો જરૂરનો છે. સરકારને પણ આ એક મુંઝવણ જેવું છે. પણ તે સાથે એટલું યાદ રાખવું જોઇએ કે બંગાળના ખેડુતો અને જમીનદારોને કાયમની જમાબંદીથી આજે જે એક પ્રકારનું સુખ મળી રહ્યું છે તે તેઓની તપશ્ચર્યાનું–અસહ્ય કષ્ટો ભોગવ્યાનું ફળ છે, અને તેથી કરીને જમીનદારો અને ખેડુતો બન્ને, બંગાળમાં મોટે ભાગે સુખી છે. લોર્ડ કોર્નવાલીસનો ઉપકાર બંગપ્રજા ભૂલી જઇ શકે તેમ નથી. બંગપ્રજાના સુખનો ઉપભોગ સમજવા માટે આ વાર્તામાં રહેલું રહસ્ય સમજવાની જરૂર છે. હેસ્ટિંગ્સ અને કંપ-

# ત્રીજી આવૃત્તિનું નિવેદન

નીના તે વખતના માણસોએ એકકે તડાકે શ્રીમંત થઇ જવા માટે લોકો ઉપર દુઃખ પાડ્યું, તો લોકોને કાયમની જમાબંધીનું ફળ મળ્યું. સુખ અને દુઃખ એ પરસ્પર સંબંધી શબ્દો છે. હિન્દુસ્તાનના લોકોએ પણ બ્રિટિશ રાજ્યમાં રહી તેનાથી મળતા લાભોનો ઉપયોગ કરી લઈ સુવ્યવસ્થિત રાજવ્યવહાર હિન્દુસ્તાનના લાભમાં ચાલે તે માટે મોટો ભગીરથ પ્રયત્ન કરવાની જરૂર છે. પ્રસ્તુત નવલકથામાં હેસ્ટિંગ્સના કે ગંગા ગોવિંદસિંહના કે દેવીસિંહના ક્રૂર કર્મો તરફ જોવા કરતા, બંગાળી પ્રજાએ તેઓના પાડેલા કષ્ટો કેવા સહન કર્યા અને તેમાંથી છુટવા માટે કેવા પ્રયત્ન કર્યા તે તરફ જોવાની વિશેષ જરૂર છે, અને અંગ્રેજી રાજ્યનો આપણાથી સારામાં સારો લાભ કેવી રીતે લઇ શકાય તે માટે દરેક સ્વદેશાભિમાની નરે વાર્તાના નાયક પ્રેમાનંદની માફક પ્રયત્ન કરવો જોઇએ.

આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ નીકળ્યા પછી મારા સ્વ. પૂજ્ય પિતાશ્રીની અનુજ્ઞાથી તેના લેખક સાધુ પુરૂષ સ્વ. નારાયણ હેમચન્દ્રે તેની બીજી આવૃત્તિ છપાવી હતી. આજે ઘણો વખત તે બન્ને આવૃત્તિ-ઓમાંથી એક પણ મળતી નહિ હોવાથી આ ત્રીજી આવૃત્તિ જન-સમાજ આગળ રજુ કરવામાં આવી છે, અને તે અગાઉની માફક મનોરંજક અને બોધક થઈ પડશે એવી આશા છે.

મુંબઈ
૨૦-૧૧-૧૯૨૫ }

નટવરલાલ ઇચ્છારામ દેસાઈ

# પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના

ઐતિહાસિક કાદમ્બરીઓની આપણી ભાષામાં ઘણી ખોટ છે. એવી વાર્તાઓ ભૂત સાથે ભવિષ્યનુ પણ યથાર્થ ભાન કરાવે છે. જ્યારે મારી બનાવેલી "હિન્દ અને બ્રિટાનિયા" પ્રકટ થઈ, ત્યારે તેનાપર કેટલીક તરફથી ઘણી સખ્ત ટીકા કરવામાં આવી હતી,–તેમાં એટલે લગણુ જણાવવામાં આવ્યું કે તે ગ્રંથનો નાશ કરાવવો એ અવશ્યનું છે. મેં તેજ વેળાએ નિશ્ચય કીધો હતો કે પુર્વકાળની બ્રિટિશ રાજ-નીતિ કેવી હતી તેનું એકવાર આ ખોટી રાજ્યભક્તિ બતાવનારાઓને ભાન કરાવવું. વારન હેસ્ટિંગ્સના ક્રૂર, અતિશેં નિંદ્ય ક્રૂર કર્મોપરથી એકાદી કાદમ્બરી લખાય તો ઠીક એવો વિચાર મેં રાખ્યો; પણ તેટલામાં ભાઇ શ્રી નારાયણ હેમચંદ્રે કહ્યું કે આવી કાદંબરી બંગાળીમાં છે. તેનો સારાંશ મને કહેતાં મેં તેમને ભાષાંતર કરવાનું કહ્યાથી તેઓએ તેમ કીધું, ને તે આજે સંપૂર્ણ હું ગુર્જર પ્રજા સમક્ષ મુકું છું. હાથ કંકણને આરસીની જરૂર શી? સત્ય માટે સમસગરા શા? એમાં જે પ્રત્યક્ષ બતાવ્યું છે તે સરકારી દસ્તાવેજો,–ઇસ્ટ ઇંડિયા કંપ-નીના રેકર્ડો અને ઇતિહાસની નોંધ ઉપરથી બતાવ્યું છે. વૉરન હેસ્ટિં-ગ્સનાં ક્રૂરકર્મો એટલાં તો લજામણાં છે કે તેને માટે મુખપ્રષ્ટપર જે વાક્ય બર્ક જેવા વિદ્વાનનું દાખલ કીધુ છે તે જ તેના કામની બલિ-હારી બતાવે છે! આ ક્રૂરકર્મો વાંચીને કોણ કહેવાને હિમ્મત કરશે કે મોગલ મરેઠાઓનો જૂલમાટ અનાથી પણ વધારે હતો? પરંતુ આજે આપણે જે દુઃખ સુખ ભોગવિયે છીયે તે આગલાને હિસાબે કુછ નથી, ને તે માટે સંતોષ માની પ્રભૂપ્રાર્થના કરવી કે આવું ને આવું પણ ઘણા કાળ રાખે.

મુંબઈ,<br>ઈ. સ. ૧૮૮૮ }

ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ

| | | | | | |
|---|---|---|---|---|---|
| મુખપૃષ્ઠ | ... | ... | ૧ | ત્રીજી આવૃત્તિનું નિવેદન | ૫ |
| અર્પણપત્રિકા | | ... | ૩ | પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના | ૭ |

| પ્રકરણ. | | પાનું. |
|---|---|---|
| ૧ | અવતરણિકા ... ... ... ... | ૧ |
| ૨ | હેસ્ટિંગ્સનો પ્રિયપાત્ર કોણ? ... ... | ૩ |
| ૩ | કર વસુલ કરવો કે ચોરી કરવી? ... ... | ૧૦ |
| ૪ | સસરો અને પુત્રવધૂ ... ... ... | ૧૪ |
| ૫ | રામાનંદ ગોસ્વામી ... ... ... | ૨૨ |
| ૬ | દેવીસિંહ ... ... ... ... ... | ૩૬ |
| ૭ | કલકત્તામાં વસુલાત કમિટિની સ્થાપના ... ... | ૩૯ |
| ૮ | કેદખાનું ... ... ... ... ... | ૪૩ |
| ૯ | પ્રાણનગરનું જંગલ ... ... ... ... | ૪૭ |
| ૧૦ | હરરામ ... ... ... ... ... | ૫૧ |
| ૧૧ | નાનકુ ... ... ... ... ... | ૫૫ |
| ૧૨ | કેદથી છોડાવવું ... ... ... ... | ૬૦ |
| ૧૩ | આ દેવ છે કે માણસ છે? ... ... ... | ૬૩ |
| ૧૪ | ઝુંપડીમાં રહેનારી ... ... ... ... | ૬૯ |
| ૧૫ | કલકત્તા જવું ... ... ... ... | ૭૮ |
| ૧૬ | સ્વપ્નું ... ... ... ... ... | ૮૦ |
| ૧૭ | આ તો વિપ્લવનું ફળ ... ... ... | ૮૨ |
| ૧૮ | શોધ ... ... ... ... ... | ૮૮ |
| ૧૯ | દયાળ ખાખું ... ... ... ... | ૯૫ |
| ૨૦ | સુપ્રિમ કોર્ટ ... ... ... ... | ૧૦૦ |
| ૨૧ | દક્ષયજ્ઞના કરતાં પણ વધારે ... ... ... | ૧૦૩ |
| ૨૨ | આ તો નદીનું પાણી નદીમાં જ નાંખો છો ... | ૧૧૧ |
| ૨૩ | કેદખાનામાંથી છુટવું ... ... ... ... | ૧૧૪ |
| ૨૪ | સ્વામી અને સ્ત્રી ... ... ... ... | ૧૧૭ |
| ૨૫ | મરતી વેળાની ચિન્તા ... ... ... | ૧૨૪ |
| ૨૬ | કરજ ફેડવું ... ... ... ... ... | ૧૨૯ |
| ૨૭ | મોગલહાટની લઢાઈ ... ... ... ... | ૧૩૧ |
| ૨૮ | પાટગામનું કલંક ... ... ... ... | ૧૩૪ |
| ૨૯ | પેટરસન ... ... ... ... ... | ૧૩૬ |
| ૩૦ | હેસ્ટિંગ્સનું દાન ... ... ... ... | ૧૪૦ |
| ૩૧ | પુત્રમુખદર્શન ... ... ... ... | ૧૪૧ |
| ૩૨ | ઉપસંહાર ... ... ... ... ... | ૧૪૫ |

પુરવણી

વાર્તામાં આવેલી હકીકતના પુરાવાઓ (અંગ્રેજીમાં) ૧ થી ૨૧ ... ૧૪૮

# ગંગા ગોવિંદસિંહ

અથવા

# વારન હેસ્ટિંગ્સનો જમણો હાથ

## પ્રકરણ ૧ લું

### અવતરણિકા

ઇસવી સન ૧૭૭૨ માં પાંચ વર્ષનો જમાબંદીનો પટો ખલાસ થવા આવ્યો છે. બંગાલાના જમીનદાર, તાલુકદાર વગેરેનો પ્રાણ જવાની તૈયારી કરે છે. તેઓ વિચાર કરે છે કે કોણ જાણે આ વેળાએ વળી કયો નવો કાયદો શરૂ થશે. કદાચ ઇસ્ટ ઇંડિયા કંપની આ વેળાએ સઘળા જમીનદારોને જડમૂળમાંથી ઉખેડી નવા માણસોની સાથે જમીનનો બંદોબસ્ત કરશે.

બંગાલનો કર્ત્તા, હર્ત્તા, વિધાતા વારન હેસ્ટિંગ્સ છે. જમીન ઉપર જમીનદારોનો કંઇપણ હમેશાંનો અધિકાર છે એવું તે માનતો નહતો. તેની કૃપાથી જમીન વેચાતી ન લઈ શકયાથી કોઇ પણ પોતાની જમીન ભોગવવાને સમર્થ થઈ શકતો નહોતો.

વારન હેસ્ટિંગ્સ ઘણો સ્વેચ્છા પ્રમાણે ચાલનારો હતો. તે બંગાલાના આચાર વ્યવહાર કાયદા કાનુનના પ્રમાણે ચાલતો નહોતો; કોર્ટ આફ ડિરેકટરનો હુકમ પણ માનતો નહોતો; પોતાની મરજી પ્રમાણે કામ કરતો તોપણ વીશ પચીશ હજાર રૂપીઆ લાંચ આપી શકયાથી તેની મહેરબાની મેળવી શકાતી.

કૌન્સિલના ઘણાખરા મેમ્બર તેની વિરૂદ્ધ હતા. તેથી ઘણાખરા મેમ્બરના મતાનુસારે તેને લાચારીથી કામ કરવું પડતું હતું. પરંતુ વિરૂદ્ધ ટોળીમાં કરનલ મેન્સનનું મરણ નિપજવાથી કેવળ ફિલિપ ફ્રાન્સિસ અને જનરલ કલેવારિંગ તેના વિરૂદ્ધ હતા. બીજી બાજુએ રીચાર્ડ બરવેલ તેની છાયાની પેઠે ચાલનારો હતો; સર્વદા તેના મતનું સમર્થન કરતો. કૌન્સિલમાં કોઈ કોઈ વિષયમાં મતનું અનૈકય થતુ. હમણાં એ પક્ષમાં બે જણા હતા. તેથી સભાપતિ ગવરનર જનરલ વારન હેસ્ટિંગ્સ જે પક્ષમાં રહેતો તે પક્ષના મત પ્રમાણે કામ થતું. કૌન્સિલમાં હેસ્ટિંગ્સનું અપ્રતિહત પ્રાધાન્ય સ્થાપિત થયું હતું.

ઇસ્ટ ઇંડિયા કંપનીના નોકરોએ સુપ્રરેલા અંગ્રેજોનું નામ કલંકિત કર્યું છે. ઇસ્ટ ઇંડિયા કંપનિના લશ્કરોએ નિરપરાધિ રોહિલા સ્ત્રીઓનાં નાક અને કાન કાપીને સોના રૂપાના અલંકાર ચોરી લીધા છે. છેલ્લી વારે તેઓના પહેરવાનાં વસ્ત્રો પણ લઇ લીધાં છે. નાગી હાલતમાં બળજોરીથી તેઓને સુજાઉદ્દૌલાના તાબુતમાં પકડી લઈ ગયા. પૈસાની લોભી ઇસ્ટ ઇંડિયા કંપનીના હાથમાંથી દેશ શાસન કાઢી લેવાને માટે નાતાલ ગયા કેડે પાર્લામેન્ટ સભા બોલાવવી પડશે.

હેસ્ટિંગ્સના ઇંગ્લંડના એજન્ટ મ્યાક્લિન સાહેબે જોયું કે, આથી મોટો અનર્થ થશે. હેસ્ટિંગ્સે પેહેલેથી જ એજન્ટ મ્યાક્લિન સાહેબને કહી રાખ્યુ હતુ કે "જ્યારે જુઓ કે ઇંગ્લંડમાં ઇસ્ટ ઇંડિયા કંપનીના સંબંધમાં ઘણી તકરાર થાય ત્યારે મારા પક્ષમાંથી છૂટવાને માટે નિવેદન પત્ર દાખલ કરજો."

મ્યાક્લિન સાહેબે હેસ્ટિંગ્સના પક્ષથી કોર્ટ આફ ડિરેકટરના આગળ તેનો ઓધ્ધો છોડવાની અરજી દાખલ કરી. કોર્ટ આફ ડિરેકટર પણ ઘણી ભયભીત થઇ હતી. તેણે વિચાર કર્યો કે હેસ્ટિંગ્સના અસદાચરણથી કદાચ ઇસ્ટ ઇંડિયા કંપનીની રાજકીય ક્ષેમતા એકીવારે જતી રહે તેથી તેણે તરત હેસ્ટિંગ્સની અરજી મંજુર કરી, અને તેના પછી હુઇલાર સાહેબને હિંદુસ્થાનના ગવરનર જનરલના પદમાં પસંદ કર્યો અને હુઇલાર સાહેબ હિંદુસ્થાનમાં પ્હોંચે ત્યાં સુધી જનરલ કલેવારિંગને ગવરનર જનરલનું કામ કરવાને લખ્યુ.

કોર્ટ આફ ડિરેકટરનો કાગળ હિંદુસ્થાનમાં પ્હોંચ્યો તેથી હેસ્ટિંગ્સ ઉપાય વગરનો થઇ પડ્યો. હાલ નવો બંદોબસ્ત કરવાનો વખત છે. આ વખતે ઘણું ધન એકઠું કરવાની સંભાવના છે. વિશેષ કરીને કરનલ મેન્સનના મરણ પછી હવે તેની જેવી ઇચ્છા થતી તે કરી શકતો. તે આ વેળાએ કેવી રીતે પદ છોડી શકશે? ઘણો વિચાર કર્યો પછી હેસ્ટિંગ્સે કહ્યુ, "મેં મારા એજન્ટ મ્યાક્લિન સાહેબને પદ છોડવાની અરજી દાખલ કરવાની પરવાનગી આપી નથી. ગવરનર જનરલનો ઓદ્ધો હું છોડતો નથી."

જનરલ કલેવારિંગે હેસ્ટિંગ્સની વાત સાંભળી નહિ. તેને તરત હેસ્ટિંગ્સની આગળથી તોષાખાનાની અને કિલ્લાની ચાવી મંગાવવાને માણસ મોકલ્યો. હેસ્ટિંગ્સે તેને ચાવી આપી નહિ તેથી બંનેમાં મોટો ઝઘડો થયો. જનરલ કલેવારિંગ કાયદા પ્રમાણે પોતાને ગવરનર જનરલ સમજી ફિલિપ ફ્રાન્સિસને સાથે લઇને કૌંસિલના ઓરડામા બેસી કૌંસિલનું કામ શરૂ કરવાને બેઠો. પેલી બાજુએ હેસ્ટિંગ્સ બારવાલ સાહેબને લઇ

બીજા ઓરડામાં બેસીને કૌન્સિલનું કામ કરવા લાગ્યો, અને સઘળા માણસોને જનરલ ક્લેવારિંગનો હુકમ ન માનવાને માટે વિનતિ કરી.

ઇસ્ટ ઇંડિયા કંપનીના બીજા કામ કરનારાઓએ હેસ્ટિંગ્સનો પક્ષાવલંબન કર્યો. તેઓ સારી પેઠે જાણતા હતા કે જનરલ ક્લેવારિંગ ગવરનર જનરલ થયાથી લાંચ લઇ શકાશે નહિ દેશી લોકોના ઉપર જુલમ કરી શકાશે નહિ, તેથી ઇસ્ટ ઇંડિયા કંપનીના સઘળા સ્વાર્થી અંગ્રેજ કામદાર અને ઘણાક દેશીવ કુલાંગાર, જનરલ ક્લેવારિંગના વિરૂદ્ધાચરણ કરવા લાગ્યા. છેલ્લીવારે હેસ્ટિંગ્સના કહેવા ઉપરથી જનરલ ક્લેવારિંગ અને હેસ્ટિંગ્સના ઝગડાનો વિચાર કરવાનો ભાર સુપ્રિમ કોર્ટના જડજો ઉપર નાખ્યો. સુપ્રિમ કોર્ટનો સર્વથી મોટો જડજ ઇલાઇજા ઇમ્પિ હતો. તે હેસ્ટિંગ્સનો પ્રિય બંધુ હતો. તેના વિચારથી હેસ્ટિંગ્સનો જય થયો. તેણે કહ્યું "હેસ્ટિંગ્સના એજન્ટની હોદ્દો છોડવાની દરખાસ્ત કોર્ટ આફ ડિરેકટરે લીધી એ ઘણું ગેર ઇનસાફવાળું કામ કર્યું છે. તેથી હેસ્ટિંગ્સ કાયદા પ્રમાણે હોદ્દો છોડી શકે નહિ."

એવી રીતે હેસ્ટિંગ્સનો હોદ્દો કાયમ રહ્યો; અને તેની ક્ષેમતા અને પ્રભુત્વ દિવસે દિવસ વધવા લાગ્યાં.

એ બનાવ થયા પછી જનરલ ક્લેવારિંગ મરી ગયો, તેથી હેસ્ટિંગ્સનુ એકાધિપત્ય વધારે મજબુત થયું તે વેળાએ જમીન સંબંધી નવો બદોબસ્ત કરવાની વેળા પાસે આવી હતી.

બંગાલા દેશના મોટા મોટા જમીનદાર તાલુકદાર પોતપોતાના વકીલ ગુમાસ્તા અને નાયબને દરબાર કરવાને માટે કલકત્તામાં મોકલવા લાગ્યા. કલકત્તાની રાજકીય સભાનું મકાન મુખત્યારથી પરિપૂર્ણ થયું. ખાલસા ડિપાર્ટમેન્ટના મકાનમાં રોજ લોકો આવવા લાગ્યા.

પરંતુ જમીનદારોએ મોકલેલા માણસો થોડા વખતમાં સમજી શકયા કે સઘળા બંદોબસ્તનો ભાર હેસ્ટિંગ્સના હાથમાં છે, તેથી હેસ્ટિંગ્સના પ્રિયપાત્રોને વશીભૂત ન કરી શકયાથી કંઇપણ કામ થશે નહિ. પરંતુ હેસ્ટિંગ્સનો વિશેષ પ્રિયપાત્ર કોણ હતો?

## પ્રકરણ ૨ જું

## હેસ્ટિંગ્સનો પ્રિયપાત્ર કોણ?

ઇસવી સન ૧૭૭૮ના જુલાઇ મહિનામાં એક દિવસે સવારે એક મોટો હોદ્દેદાર તેના કલકત્તાના પોતાના ઘરમાં બેસીને ઘણાક વિષય કાર્ય જોય છે. નજરાણાના રૂપીઆ હાથમાં લઇને સેંકડો જમીનદાર,

તાલુકદાર તેની સામે ઉભેલા છે. ઘણાક જમીનદારોના મુખતિયાર પોતપોતાના પ્રભુના કાગળ અને નજરાણાં લઇને આવેલા છે. આ મોટા હોદ્દેદારની સામે કોઇ બેસવાની હિંમત કરતા નથી. આ સઘળા માણસોની અંદર મહારાજ કૃષ્ણચંદ્રે મોકલેલો એક બ્રાહ્મણ એક કાગળ હાથમાં લઇને ઉભો હતો. "મહારાજનો જય થાઓ," એમ કહીને કાગળ મોટા હોદ્દેદારના હાથમાં આપ્યો. કાગળના મથાળા ઉપર લખ્યું હતું કે

"દરબાર અસાધ્ય, પુત્ર અબાધ્ય"
"કેવળ ભરૂસો ગંગાગોવિંદ"

આ મોટા હોદ્દેદારનું નામ દિવાન ગંગા ગોવિંદસિંહ હતું. વાંચનારને જાણવા માટે અમે આ જગાપર એની થોડી ઓળખાણ આપીએ છિયે.

ઇસવીસન ૧૭૭૯ ની આગમજ ગંગાગોવિંદ વખતો વખત પોતાના મોટાભાઇ રાધાગોવિંદસિંહની જગાપર રહીને બંગાલાના નાયેબ સુબેદાર મહમદ રેજાખાંના તાબામાં કાનુગાનું કામ કરતો હતો. મહમદ રેજાખાને પદચ્યુત કર્યા પછી કર ઉઘરાવવાનો ભાર ઇસ્ટ ઇંડિયા કંપનીએ પોતાના હાથમાં લીધો. ગંગાગોવિંદ કામ મેળવવાની આશાથી કલકત્તામાં આવીને રહેવા લાગ્યો. તે વેળાએ હેસ્ટિંગ્સ સાહેબ બંગાલાનો ગવરનર હતો. તે વેળાએ ગંગાગોવિંદના જેવા સુચતુર અને કામ ઉપર ધ્યાન આપનાર માણસોને ઘણી સહેલાઇથી મોટા હોદ્દા મેળવવાની સંભાવના હતી. દેશીય લોકોના ઉપર જુલમ, પ્રપંચ અને પ્રતારણા મૂલક વ્યવહારથી ગંગાગોવિંદ હેસ્ટિંગ્સના નાના ભાઇના જેવો હતો. તેથી થોડી મુદતમાં હેસ્ટિંગ્સે ગંગાગોવિંદને ખાલસા ડિપાર્ટમેન્ટના રાય રાઇયા રાજા રાજવલ્લભના આધીનમાં ડીપુટી દીવાનની નોકરી આપી. ગંગાગોવિંદના હાથમાં ધીરેધીરે કર ઉઘરાવવાના ખાતાનું સર્વ કામ આવ્યું. તે સિવાય હેસ્ટિંગ્સના ઘરનું કામકાજ કરતો હતો. ગંગાગોવિંદની કામ કરવાની સફાઇ જોઇને હેસ્ટિંગ્સ તેના ઉપર ઘણો ખુશ થયો અને છેલ્લે ૧૭૭૪માં તેને કલકત્તાની રાજકીય કૌન્સિલના દિવાનનું પદ આપ્યું. પરંતુ આ વિપદ અને દુર્ઘટના પરિપૂર્ણ સંસારમાં વખતો વખત સઘળાઓને કષ્ટ અને દુઃખ સહન કરવાં પડે છે. હેસ્ટિંગ્સની વિપક્ષ ટોળીએ ૧૭૭૫ ના મે મહિનામાં ગંગાગોવિંદને લાંચ લેવાના અપરાધથી પદચ્યુત કર્યો. હેસ્ટિંગ્સ અને બારવેલ સાહેબે ઘણો યત્ન કર્યો તો પણ ગંગાગોવિંદને દિવાનના પદમાં બહાલ રાખી શકયા નહિ. પરંતુ ૧૭૭૬ ઇસવી સનમાં કરનલ મૅન્સ-

નનું મરણ નિપજ્યા પછી હેસ્ટિંગ્સની વિપક્ષ ટોળીનું પ્રભુત્વ એકીવારે લોપ થયું, ત્યારે હેસ્ટિંગ્સ અને બારવેલે પાછું ગંગાગોવિંદસિંહને દિવાનનું પદ આપ્યું. ૧૭૭૬ ની ૮ મી નવેમ્બરમાં ગંગાગોવિંદને પાછું દિવાનનું પદ મળ્યું અને કર ઉઘરાવવાનું ખાતું પાછું અપ્રમિત મતથી ચલાવવા લાગ્યો. બંગાલાના જમીનદારો અને તાલુકદારો સર્વદા તેની સામે હાથ જોડીને ઉભા રહેતા. આજે સેંકડો જમીનદાર, તાલુકદાર, જમીનદારોના ગુમાસ્તા અને એજન્ટો હાથમાં નજરાણું લઇને સામે ઉભેલા છે.

હાજર થયલા જમીનદારો એક પછી એક વિદાય થઇને પોતપોતાને મુકામે જવા લાગ્યા. ત્યાર પછી વીસ પચીસ સિપાઇઓથી ઘેરાઇને કીમતી પોશાક અને અલંકારથી શરીર શોભાયમાન કરીને એક કાળારંગનો ભીમ જેવો પુરૂષ ઘરમાં આવતાંને વાર, દિવાન ગંગાગોવિંદસિંહ તેને માન આપવાને ઉભો થઇને આદરની સાથે આવકાર દઇને તેને પોતાની પાસે બેસાડ્યો, અને તેની સાથે તરેહ તરેહની વાતચીત કરવા લાગ્યો. એઓની પરસ્પર વાતચીતની શરૂઆત થયાથી બીજા માણસો ધીરે ધીરે જવા લાગ્યા.

ઘણીક વાતચીત થયા પછી નવા આવેલા કાળારંગના પુરૂષે કહ્યું:—"મહારાજ આપથી મારી ખરાબી થશે એવું મેં કદી ધાર્યું નહોતું. આપ જ મારા બળ અને ભરૂસાની જગા છો."

ગંગાગોવિંદ—"મારાથી શું તમારી ખરાબી થઈ છે, તે કેવી રીતે?"

બીજો માણસ—"પદચ્યુત થયો એ શું ખરાબી નથી?"

ગંગાગોવિંદ—(થોડો હસીને) "પદચ્યુતિના પછી વળી પાછા મુકરર થયા છો."

બીજો માણસ—"પાછો મુકરર થયો છું ખરો, પરંતુ ડાઘવાળો થઈ રહેલો છું. નામ ઉપર કલંક પડ્યું છે."

ગંગાગોવિંદ—"મહારાજ ડાઘવાળા થવું એ સારૂં છે. જરૂરની વખતે તે ડાઘ દેખાડીને જ લોકો ચુંટી લઈ શકે છે. તે ડાઘ હતો તેથી જ મુરશિદાબાદની કર ઉઘરાવવાની સભાના દિવાન થયા છો."

બીજો માણસ—"આપ કહો છો કે ડાઘ રહેલો સારો છે, પરંતુ હાલ તો કર ઉઘરાવવાની સભા એ, પહેલાં એક વખત દૂર થયો હતો તેથી મને હમણાં બરખાસ્ત કરવા ચાહે છે."

ગંગાગોવિંદ—"પ્રાંતના કર ઉઘરાવવાની સભા જલદીથી કાઢી નાખવામાં આવશે. તમારે તે વિષે કંઈ ચિંતા કરવી નહિ."

બીજો માણસ—"સભા કાઢી નાખવાથી તેમાં મને શો લાભ થશે?"

ગંગાગોવિંદ–"નવો બંદોબસ્ત થશે તેથી તમોને જરૂર એક જાતની સુવિધા થશે."

બીજો માણસ–"મારી કોઈ રીતે સુવિધા થશે તે આપે કેમ જાણ્યું?"

ગંગાગોવિંદ–"તમે હમણાં પ્રખ્યાત માણસ છો. વારન હેસ્ટિંગ્સે નિશ્ચય સમજી લીધું છે કે તમે ઘણા કામ ઉપર ધ્યાન આપનારા છો અને કામ ચલાવવાને યોગ્ય છો, માટે તમને તે કદી પણ છોડશે નહિ."

બીજો માણસ–"આપની ઉપરની વાતનો અર્થ હું સમજતો નથી. ગવર્નર જનરલ જો મને કામ ઉપર ધ્યાન આપનાર જાણે તો ૧૭૭૨ માં પરીક્ષાની વેળાએ મને પદચ્યુત કર્યો કેમ ? હું તો ખરા મનથી સરકારી કામ કરૂં છું. ૧૭૭૦ ના મોટા દુકાળની વેળાએ કર ઉઘરાવવામાં કંઈ પણ ન્યૂનતા રાખી નહોતી."

ગંગાગોવિંદ–"કર ઉઘરાવવાના સંબંધમાં તમારા જેવા કામ ઉપર ધ્યાન લગાડનાર માણસો મળવા મુશ્કેલ છે તે ગવર્નર જનરલ સારી પેઠે જાણે છે."

બીજો માણસ–"તે જાણવા છતાં શા વાસ્તે મને પદચ્યુત કર્યો?"

ગંગાગોવિંદ–"તેણે શું પોતાની ઇચ્છાથી પદચ્યુત કર્યો છે? વિલાયતની સભ્યતાના અનુરોધ–ખ્રિસ્તિધર્મના અનુરોધથી આપને તે વેળાએ પદચ્યુત કર્યા સિવાય ચાલ્યું નહિ તેથી જ આપને પદચ્યુત કર્યા હતા."

બીજો માણસ–"આપની વાત હું કંઈ સમજી શકતો નથી. વિલાયતી સભ્યતાનો અનુરોધ–ખ્રીસ્તધર્મનો અનુરોધ તે વળી શું? સમજાવીને કહો."

ગંગાગોવિંદ–"પૂર્ણિયાના રેહેવાસીઓએ તમારા વિરૂદ્ધ ઘણી ફરિયાદ કરી હતી. કર ઉઘરાવવાને માટે સેંકડો જમીનદાર, તાલુકદારની સ્ત્રીઓને કચેરીમાં પકડાવીને નાગી કરી હતી. સ્ત્રીઓને મારવી અથવા તેઓની આબરૂ લુટવી એ અંગ્રેજો મોટો અન્યાય સમજે છે. એ સર્વ વિષય પ્રકાશ થયા પછી હેસ્ટિંગ્સ સાહેબ આપને પદચ્યુત ન કરે તો પોતાના ઉપર દોષ પડે તેથી તેણે લાચાર થઇને તમને રજા આપી, પરંતુ તમારે નિશ્ચય જાણવું કે તમે તેના એક વિશેષ પ્રીતિપાત્ર છો. તમારૂં નામ તેણે હૃદયમાં કોતરી રાખ્યું છે."

બીજો માણસ–"તે વર્ષે જમીનદાર તાલુકદારની બાઇડીઓને આવી રીતે ન પકડી હોત તો એક પૈસો પણ વસુલ થાત નહિ. તે વેળાએ આપના હાથમાં કર ઉઘરાવવાનો ભાર નહોતો. તે વેળાએ તો મહમદ રેજાખાં નાયેબ સુબેદાર હતા. તેઓ વારંવાર મને હુકમ લખી મોકલતા કે જેમ તેમ કરીને પણ પુર્ણિયાનો સર્વ કર વસુલ કરવો જોઇએ.

તે વેળાએ મોટો દુકાળ હતો. જમીનદાર તાલુકદારોને પ્રજા તરફથી એક પૈસા પણ વસુલ થઇ નહોતી. તેઓને પહેલાના એકઠા કરેલા રૂપીઆમાંથી કર આપવો જોઇએ, પરંતુ ઘરના રૂપીઆ કોણ સેહેલાઇથી છોડી શકે? તેથી વિશેષ કષ્ટથી મને કર વસુલ કરવો પડ્યો."

ગંગાગોવિંદ–"પરંતુ પૂર્ણિયા તે વર્ષમાં ઉજડ થયું છે ને પૂર્ણિયાની આવક ત્યારથી ઓછી થઇ છે."

બીજો માણસ–"હમણાં પૂર્ણિયા ઉજડ થયું છે તેમાં હું શું કરૂં? મેં તો સર્વ માણસનો નાશ કર્યો નથી. ઘણાક જમીનદાર અને તાલુકદારોની સ્ત્રીઓને કચેરીમાં પકડી મંગાવી હતી તેથી તેઓ જાતિભ્રષ્ટ થઈ ગયા. તે કારણથી તેઓ ઘરબાર છોડીને ભાગી ગયા. મારથી ઘણા થોડા લોકો માર્યા ગયા હશે. ઓછામાં ઓછા એકસો બસોથી વધારે માર્યા નથી. તેમાં મારો કંઈ દોષ નથી. એ સર્વ માણસો નેતરના મારથી પણ રૂપીઆ આપવાને રાજી ન થયા ત્યારે કાંટાવાળી બેલઝાડની ડાળીઓ લઇને મારવાનો હુકમ કર્યો તેથી ઘણાકનું મરણ નીપજ્યું, પરંતુ એવું કર્યા સિવાય શું કર વસુલ થાત?"

ગંગાગોવિંદ–"થઇ ગયલી વાતના ઉપર તર્ક કર્યાથી શું થનાર છે; તમોને ભય પામવાનું કંઇ કારણ નથી; હેસ્ટિંગ્સ સાહેબ તમારા જેવા કુશળ માણસને છોડશે નહિ. પ્રાંતની સભાના સભાસદ ગમે તેવી મેહેનત કરે તો પણ તમોને કંઇ નુકસાન થશે નહિ. પ્રાંત સભા કાઢી નાખવાને માટે ગવર્નર જનરલે કોર્ટ આફ ડિરેકટરને કાગળ લખ્યો છે; પરંતુ કોર્ટ આફ ડિરેકટરે ૧૭૭૭ ની ૪ થી જુલાઇના કાગળમાં હેસ્ટિંગ્સ સાહેબના ઉપર વિરક્તિ જાહેર કરી છે; તેઓ તેનો કંઇ ફેરફાર કરવાની જરૂર સમજતા નથી."

બીજો માણસ–"કોર્ટ આફ ડિરેકટર ગવરનર જનરલના ઉપર વિરક્ત શા માટે થઈ છે?"

ગંગાગોવિંદ–"તેઓએ ઘણાક વિષયને માટે વિરક્તિ પ્રકાશ કરી છે."

બીજો માણસ–"કયા કયા વિષયને માટે વિરક્તિ પ્રકાશ કરી છે?"

ગંગાગોવિંદ–"હું પદચ્યુત થઇને પાછો કામમાં મુકરર થયો છું તે કોર્ટ આફ ડિરેકટર હજી સુધી જાણતી નથી. મારા હાથમાં કર ઉઘરાવવાના ખાતાનો ભાર રહેલો છે તેથી તેઓએ ઘણો અસંતોષ પ્રકાશ કર્યો છે.* એ સિવાય મનોહર મુકરજીના મુકદમાના કાગળ પત્ર અને થાકર સાહેબનું કામ જોઇને હેસ્ટિંગ્સ અને બારવેલ સાહેબના ઉપર તેઓ ઘણા નાખુશ થયા છે"

* પછવાડેની ૧ નોટ જુઓ.

બીજો માણુસ–"મનોહર મુકરજીનો શો મુકદમો થયો હતો?"

ગંગાગોવિંદ–"મનોહર મુકરજી બેટમેન સાહેબનો સિરસ્તેદાર હતો. બેટમેન સાહેબ મુંગીરનો કલેકટર હતો. મુંગીર અને કારિકપુર આ બંને માહાલ્લ બેટમેન સાહેબે ધાન્દુ બાહાદુર અને કૃપારામના નામે પોતે ઇજારે લીધા હતા. ધાન્દુ બાહાદુર નામનો કોઇપણુ માણુસ નહોતો. કૃપારામ મનોહરનો એક ઓળખીતો માણુસ હતો. બેટમેનના હુકમથી મનોહર ધાન્દુ બાહાદુર અને કૃપારામનો જામીન થયો હતો. બેટમેને ઉપરના બે મહાલના જમીનદારોને જડમૂળથી ઉખેડીને પોતે માહાલનો ઇજારો લીધો હતો, પરંતુ માહાલનો જે કર વસુલ કર્યો હતો તે પોતે ખાઇ ગયો. કંપનીના ૧૩૦૦૦ રૂપીઆ બાકી રહ્યા. રાય રાઇયાએ ૧૩૦૦૦ રૂપીઆની બાકી રહી ત્યારથી રીપોર્ટ કર્યો. પછી તેની ચોકશી થઇ ત્યારે મનોહરને રૂપીઆને માટે પકડ્યો, તેથી તેણે દરખાસ્ત કરી કે, ધાન્દુ બાહાદુર નામનો કોઇ માણુસ નથી. ધાન્દુ બાહાદુર અને કૃપારામના નામની મોહોર બેટમેન સાહેબે તૈયાર કરાવીને પોતાની પાસે રાખી હતી. બેટમેને માહાલનો ઇજારો લીધો હતો. અને તેના હુકમથી હું જામીન થયો હતો."*

બીજો માણુસ–"એમાં વળી વધારે શું કર્યું? આવું તો સર્વ જગા ઉપર થાય છે. વળી શ્રીહટમાં શું થયું હતું?"

ગંગાગોવિંદ–"શ્રીહટની ગડબડમાં બારવેલ સાહેબ પણુ સંડોવાયલા છે એવો કોર્ટ આફ ડિરેકટર સંદેહ કરે છે. ફરીને તપાસ કરનારી મંડળી શ્રીહટના જમીનદારીના કરને બદલે ૬૧ હાથી લેવાનો બંદોબસ્ત કર્યો. પરંતુ જે માણુસના નામે ઇજારદારિ પટાની કબુલાત લખવામાં આવી હતી તે નામનો કોઈ માણુસ શ્રીહટમાં નહોતો. શ્રીહટના રેસિડેન્ટ થાકર સાહેબે એક કલ્પિત નામથી એ સર્વ મહાલનો ઇજારો લીધો હતો. તેણે હાથીની કિંમત બાબત ફરીને તપાસ કરનારી મંડળીની પાસેથી ૩૩૦૦૦ રૂપીઆ આગમજથી લીધા હતા. ત્યાર પછી કેટલાક હાથી મોકલાવ્યા હતા તે ઘણુાખરા રસ્તામાં મરી ગયા. કેવળ ૧૬ હાથી પટનામાં પેહોંચ્યા હતા. શ્રીહટની આ ગડબડમાં હેસ્ટિંગ્સ અને બારવેલને કોર્ટ આફ ડિરેકટરે યથોચિત તિરસ્કાર આપ્યો છે.†"

બીજો માણુસ–"ઉપરની સર્વ ગડબડ જલદી મટી જશે. અંગ્રેજોનાં સાત ખુન માફ થાય છે. પરંતુ હું આપની પાસે એક વાત કહેવા આવ્યો છું. આપ પ્રતિજ્ઞા કરો કે હું તમારૂં કંઈ અનિષ્ટ કરવાની કોશીશ કરીશ નહિ. આપ જેને માટે મારા ઉપર નાખુશ થયા છો તે સમજ્યો

* પછવાડેની અંગ્રેજી ૨ નોટ જુઓ. † પછવાડેની અંગ્રેજી નોટ જુઓ.

છું. પરંતુ તે સ્ત્રી ભાગી ગઈ છે. ક્યાં ભાગી ગઈ છે. તેનો પત્તો મળતો નથી"

ગંગાગોવિંદ—"હું કદી તમારૂં કંઇપણ અનિષ્ટ કરીશ નહિ. તે વિષયમાં તમે નિશ્ચિંત રહેજો હવે પ્રાંત સભા દૂર થાય તો ઘણું સારૂં. બે ત્રણ વર્ષ પછી થોડો ફેરફાર ન થયાથી, એક બે નવા કાયદા ન થયાથી સરકારી કામદારોને કંઈ લાભ થનાર નથી. તમે થોડા દિવસ અહીં જ રહો. કાલે કૌન્સિલમાં કયો નિયમ જારી થાય છે તે જોયા પછી આપણે સલાહ કરીને જે કંઇ કરવાનું હશે તે સ્થિર કરશું"

બીજો માણસ—"ત્યારે આજે વિદાય થાઉં છું. આજથી આપની સાથે આ વાત રહી કે આપ મારૂં અનિષ્ટ કરવાની કોશેશ કરશો નહિ, હું પણ આપનું કંઇપણ અનિષ્ટ કરવાની કોશેશ કરીશ નહિ. તે સ્ત્રીનો હું પત્તો મેળવું છું."

એટલું કહીને બીજો માણુસ દિવાન ગંગાગોવિંદસિંહની આગળથી વિદાય થઇને પોતાના મકાને ગયો.

આ બીજા માણસનું નામ રાજા દેવીસિંહ હતું. જ્યારે મહમદ રેજાખાં નાયેબ સુબેદાર હતો, ત્યારે રાજા દેવીસિંહે પૂર્ણિયાનો કર વસુલ કરવાનો ભાર લીધો હતો, પરંતુ એના જુલ્મથી પૂર્ણિયા ઘણું ખરૂં ઉજડ થયું હતું. તેથી મહમદ રેજાખાંના પદચ્યુતના પછી ૧૭૭૨ માં જ્યારે વારન હેસ્ટિંગ્સ ફરીને તપાસ કરનારી મંડળીનો સભાપતિ થયો હતો, ત્યારે રાજા દેવીસિંહને પદચ્યુત કર્યો. પરંતુ ૧૭૭૪ માં જ્યારે કલકત્તા, મુરસિદાબાદ, વર્દ્ધમાન, ઢાકા, પટના અને દિનાજપુરમાં કર વસુલ કરવાને માટે એક પ્રાંત સભા સ્થાપન થઇ, ત્યારે પાછી હેસ્ટિંગ્સ સાહેબે રાજા દેવીસિંહને મુરસિદાબાદ સભાના દિવાનની નોકરી આપી. પ્રાંત કૌન્સિલના મેંબરો બંગાલાનો કર વસુલ કરવાના સંબંધના નિયમ કંઇપણ સમજતા નહોતા. મુરશિદાબાદ કૌન્સિલનું સઘળું કામ દેવીસિંહ પોતાની ઇચ્છા પ્રમાણે કરતો. ઘણાક જમીનદારોને માહાલથી જડમૂળથી ઉખાડી પોતે કલ્પિત નામથી તે સર્વ માહાલોનો ઇજારો લેતો. એ સિવાય દેવીસિંહ અંગ્રેજોને ખુશ કરવાને માટે બીજી એક ચતુરાઈ કરતો. તે સર્વદા દશ બાર સ્ત્રીઓ એકઠી કરીને સાથે રાખતો. પ્રાંત કૌન્સિલના અંગ્રેજ કામ કરનારને જરૂર પડે તે વેળાએ એક બે સ્ત્રી તેઓની આગળ મોકલતો તેથી અંગ્રેજ કર્મચારીઓ દેવીસિંહના ઉપર વિશેષ સંતુષ્ટ હતા.

પરંતુ સર્વના એક સરખા દિવસ જતા નથી. ૧૭૭૮ માં મુરશિદાબાદની પ્રાંત સભા દેવીસિંહના ઉપર ઘણી અસંતુષ્ટ થઇ ને તેને

નોકરીથી કાઢવાને તૈયાર થઈ. દેવીસિંહ કોઈ રીતે તેને સંતુષ્ટ કરવાને સમર્થ થયો નહિ. તેથી હવે હેસ્ટિંગ્સ સાહેબનો આશ્રય લેવાને માટે કલકત્તા આવ્યો છે; અને હેસ્ટિંગ્સના વિશેષ પ્રીતિપાત્ર ગંગાગોવિંદસિંહનો શરણાગત થયો.

---

## પ્રકરણ ૩ જું
### કર વસુલ કરવો કે ચોરી કરવી?

ઇસ્ટ ઇંડિયા કંપનીને બંગાલા, બિહાર અને ઓરિસાની દિવાનગીરી મળ્યા પછી કર વસુલ કરવામાં અંગ્રેજોએ ભિન્ન ભિન્ન શ્રેણીના જમીનદારોના ઉપર કેવો જુલમ અને નિષ્ઠુર વ્યવહાર કર્યો હતો, તે ટુંકામાં વર્ણન ન કર્યાથી આ નવલકથામાં લખેલો બનાવ વાંચનારને સહેલાઇથી સમજાશે નહિ.

૧૭૬૫માં ઇસ્ટ ઇંડિયા કંપનીને બંગાલા, બિહાર અને ઓરિસાના કર વસુલ કરવાની સનદ મળી. પરંતુ કર વસુલ કરવાનો ભાર નાયેબ સુબેદાર મહમદ રેજાખાંના હાથમાં રહ્યો. કાયર પુરુષ મહમદ રેજાખાં વધારે કર વસુલ કરી અંગ્રેજોની પ્રસન્નતા મેળવવાના અભિલાષથી પ્રજાને ઘણો ઉત્પીડન કરવા લાગ્યો. તેના અધિકારની વેળાએ રાજા દેવીસિંહે પૂર્ણિયાના રહેવાસી અને જમીનદારોના ઉપર ઘોર નિષ્ઠુરાચરણ કર્યાં હતા. આબરૂદાર, જમીનદાર અને તાલુકદારોની સ્ત્રીઓને પકડીને કચેરીમાં લાવતો. પરંતુ નિષ્ઠુર જુલમીનું પદ કદી ચિરસ્થાયી રહેતું નથી. જુલમી રાજા અથવા શાસન કર્તાને થોડી વારમાં પદભ્રષ્ટ થવું પડે છે. જુલમ જ રાજવિપ્લવનું મૂળ કારણ છે.

૧૭૭૦ના દુકાળના પછી મહમદ રેજાખાં પદભ્રષ્ટ થયો. બંગાલાના ગવરનર જનરલ વારન હેસ્ટિંગ્સે કર વસુલ કરવાનો ભાર પોતે લીધો. પરંતુ દુકાળની વખતે બંગાલાના ત્રીજા ભાગ જેટલા ખેડુતો મરી ગયા હતા. તેમ બંગાલાનો કર ધીરે ધીરે ઓછો થવા લાગ્યો. ત્યારે વારન હેસ્ટિંગ્સે કર વધારવાને માટે જમીનદારોની જમીનદારી જમા વધારવાની શરૂવાત કરી. જમીનદારો કર વધારે આપવામાં અસમર્થ થયા. હેસ્ટિંગ્સ જમીનદારોને તેઓની વંશપરંપરાની જમીનથી બાતલ કરીને ઘણાક ખરાબ ચાલના માણસોને જમીનદારીના ઇજારા આપવા લાગ્યો. તે સર્વ ઇજારદારો પ્રજાની ખરાબી કરી તેઓનું સર્વસ્વ લુટી લેવા લાગ્યા. જુના જમીનદારોમાં ઘણાક પુત્રની માફક પોતપોતાની રૈયતોનું પોષણ કરતા હતા. તેઓ રૈયતના ઉપર કદીપણ મોટો જુલમ કરતા નહોતા. તેઓ સારી પેઠે જાણતા કે, રૈયતને

વિનષ્ટ કર્યાંથી જમીનદારી સંરક્ષિત રહેશે નહિ. પરંતુ જે સર્વ પૈસાના લોભી નવા માણસોને હેસ્ટિંગ્સ જુના જમીનદારોની જમીન ઇજારે આપવા લાગ્યો; તેઓ પ્રજાના ભલાબૂરાના ઉપર કંઇપણ નજર રાખતા નહોતા. એક બે વર્ષને માટે તેઓ એક એક પરગણાની જમીનનો ઇજારો લેતા, તેથી તેઓ ઇજારાની મર્યાદા પુરી થવાની પહેલાં છલબલ અને કૌશલ્યથી પ્રજાની પાસેથી જેટલા રૂપીઆ વસુલ કરી શકાય તેટલા લેવાને કોશેશ કરતા. કોઇ ગામથી ત્રણ ચાર રૈયત ભાગીને બીજી જગાપર વસ્તી કરે તે ગામના રહેવાસીની પાસેથી ભાગેલા ખેડુતનો કર વસુલ કરતા. એ સર્વ ઇજારદારોના જુલમથી બંગાલા દેશ હાહાકારથી પરિપૂર્ણ થયો. ઈજારદારોના મારથી લોકોના પ્રાણ જવા લાગ્યા.

કોઈ કોઈ ઇજારદાર જમીદારી મેળવવાની આશાથી એટલી તો જમા આપવાને સ્વીકાર કરતા કે તેઓ સરકારનો કર વસુલ કરવાને શક્તિમાન્ થતા નહોતા. તેથી તેઓની પાસેથી કંપનીના કરના લ્હેણા રૂપીઆ વસુલ થતા નહોતા. આવી ઇજારા આપવાની રીતિથી સરકારનો કર દિવસે દિવસ ઓછો આવવા લાગ્યો.

વળી કંપનીના લ્હેણાનો કર વસુલ કરવાને માટે હેસ્ટિંગ્સ સાહેબે જે અંગ્રેજ કર્મચારી મુકરર કર્યા હતા અને તે વખતે જેવો નિયમ ચાલતો હતો તેનાથી કેવળ પ્રજા પીડન સિવાય બીજું કંઇ મળતું નહોતું.

તા૦ ૧૯ મે ૧૭૭૨ ના નિયમથી પાંચ વર્ષના પટાથી બંગાલાની જમીનનો બંદોબસ્ત થયો. હેસ્ટિંગ્સ સાહેબ પોતે ફરીને તપાસ કરનારી મંડળીનો અધ્યક્ષ થઇને ભિન્ન ભિન્ન જીલ્લાની જમીનની જે સર્વથી વધારે માંગણી કરે તેને આપતો. આ બંદોબસ્તના પછી પ્રત્યેક જીલ્લામાં એક એક અગ્રેજ કર્મચારીને કલેકટરનું પદ આપીને કર વસુલ કરવાનો ભાર આપ્યો.

પરંતુ કોઇ જિલ્લાના કલેકટર જુના જમીનદારને કાઢી છુપા નામથી પોતે જમીન ઇજારે લેતા; અને તે જમીનદારીથી કંઇ કર વસુલ થતો તે પોતે ખાઇ જતા. એનાથી પણ કંપનીનો ઘણો કર આવવો બાકી રહ્યો હતો. હેસ્ટિંગ્સ પોતે લાંચ લેતો તેથી અગ્રેજ કલેકટરોને શાસન કરવાનું સાધ્ય નહોતું. તેઓને શાસન કરવાથી તેના પોતાના દોષ વિલાયતમાં પ્રકાશ થઇ પડે એ વાસ્તે તેને આંખ આડા કાન કરવા પડતા. ત્યાર પછી હેસ્ટિંગ્સે બીજો કંઇ ઉપાય ન જોયાથી કલેકટરનું પદ કાઢી નાખ્યું. કર વસુલ કરવાનો ભાર પાછો બંગાલી કામદારના હાથમાં આપ્યો અને તે સર્વ બગાલી કામદારનું કામ જોવાને માટે પટના, મુરશિદાબાદ, વર્દ્ધમાન, દિનાજપુર, ઢાકા અને કલકત્તા એ

૭ જિલ્લામાં ૭ પ્રાંત સભા સ્થાપી હતી. આગલા પ્રકરણમાં લખ્યું છે કે રાજા દેવીસિંહ મુરશિદાબાદ પ્રાંતની સભાના દિવાનપદમાં નિયુક્ત થયો હતો, અને ગંગાગોવિંદસિંહ કલકત્તા પ્રાંતની સભાનો દિવાન થયો. એ બંને હેસ્ટિંગ્સના વિશેષ પ્રીતિપાત્ર હતા, પરંતુ પાંચ વર્ષના બંદોબસ્તની મર્યાદ પુરી થયા પછી નવા બંદોબસ્તનો વખત પાસે આવ્યો. પ્રાંત સભા સ્થાપવાની વેળાએ જમીનના બંદોબસ્તનો ભાર પણ તેઓના હાથમાં રહેશે એવું નિર્ધારિત થયું હતું. પરંતુ તેઓના હાથમાં બંદોબસ્તનો ભાર રહ્યાથી ગવરનર જનરલ હેસ્ટિંગ્સને કંઇ લાભ ન હોવાથી હમણા પ્રાંત સભા કાઢી નાખવાને માટે હેસ્ટિંગ્સ સાહેબ વારંવાર કોર્ટ આફ ડિરેક્ટરની પાસે લખવા લાગ્યો. પરંતુ કોર્ટ આફ ડીરેક્ટરે તેની વાત ઉપર કાન ધર્યા નહિ.*

પ્રાંત સભા કાઢી નાંખવાનું બીજું એક વિશેષ કારણ હતું. સિતાબરાયનો છોકરો કલ્યાણસિંહ પટનાની ઘણીક જમીનનો બંદોબસ્ત લેવાનો પ્રાર્થી થયો હતો. પરંતુ પટના પ્રાંતની સભાએ બીજા એક માણસની સાથે જમીનનો બંદોબસ્ત કરવાને માટે સરકારમાં લખ્યું. કલ્યાણસિંહના કર્મચારી ખેલારામ બાબુએ કલકત્તામાં આવીને દિવાન ગંગાગોવિંદસિંહના દ્વારે હેસ્ટિંગ્સને ચાર લાખ રૂપીઆ લાંચ આપવાનો પ્રસ્તાવ કર્યો. હેસ્ટિંગ્સે કલ્યાણસિંહની સાથે જમીનનો બંદોબસ્ત કરવાનું સ્થિર કર્યું. પરંતુ પટના પ્રાંતની સભાએ લખ્યું હતું કે કલ્યાણસિંહે જે કર આપવાને કહ્યું છે તે કરતાં વધારે કર આપનાર મનુષ્ય છે. એનાથી હેસ્ટિંગ્સ ઘણો વિચારમાં પડ્યો. કલ્યાણસિંહની સાથે બંદોબસ્ત ન કર્યાથી ચાર લાખ રૂપીઆ હાથમાં આવશે નહિ.

હેસ્ટિંગ્સના પક્ષમાં બે જણાનું મરણ નિપજવા છતાં ફિલિપ-ફ્રાન્સિસ અને હુઇલાર સાહેબ સર્વદા હેસ્ટિંગ્સ સાહેબના કામ ઉપર પ્રતિવાદ કરીને કૌન્સિલના કાર્ય વિવરણ પુસ્તકમાં વખતે વખત જે સર્વ અભિપ્રાય લખી મૂકતા, એ જોયાથી કોર્ટ આફ ડિરેક્ટર હેસ્ટિંગ્સનો ખરાબ અભિપ્રાય સહેલાઇથી સમજી શકી હતી.

પરંતુ અસત્ચરિત્ર મનુષ્યો ઘણા ખરા નિર્લજ્જ હોય છે. કૌન્સિલના બીજા મેંબરોએ હેસ્ટિંગ્સને સ્પષ્ટાક્ષરથી ઘણીક લાંચ લેનાર કહીને અપમાન કર્યું હતું † તેનાથી હેસ્ટિંગ્સ શરમાતો નહોતો. પાંચ વર્ષની મુદત થયા પછી તે પ્રાંતની સભા કાઢી નાખવાને યત્ન કરવા લાગ્યો. પરંતુ કેવી તદબીરથી પ્રાંતની સભા કાઢી નાખવી તે સ્થિર કરી શક્યો નહિ. છેલ્લીવારે તેનો પ્રીતિપાત્ર ગંગાગોવિંદસિંહની

---

* જુઓ પછવાડે અંગ્રેજી ૪ નોટ. † પછવાડેની અંગ્રેજી ૫ મી નોટ જુઓ.

સાથે સલાહ કરીને ૧૭૭૬માં ફરીથી જીલ્લાઓની હાલત જાણવાને માટે એંડરસન અને બોગેલ સાહેબને મુકરર કર્યા. હેસ્ટિંગ્સે વિચાર કર્યો હતો કે શોધ કરી રીપોર્ટને ઉપલક્ષ કરીને પ્રાંતની સભા કાઢી નાખવાની તજવીજ કરીશ.

હેસ્ટિંગ્સનો સામો પક્ષ તેને લાંચ લેનાર અને પક્ષપાતી કહીને ધિક્કારતો હતો. તેઓને એવું કહેવાનું મોટું કારણ હતું. ૧૭૭૨ ના કાયદાથી નિયમ કરવામાં આવ્યો હતો કે અંગ્રેજ કલેક્ટરો અથવા તેઓની નીચેના કોઈ માણસો ઇજારો લઇ શકશે નહિ. પરંતુ હેસ્ટિંગ્સના સિરેસ્તદાર કાંતપૌદરે ઓછામાં ઓછાં ૨૯ પરગણાં ઇજારે લીધાં હતાં. એ સર્વ પરગણાંના પહેલાના જમીનદારોને પોતાની વંશપરંપરાની જમીનથી બાતલ કર્યા હતા. મુંગીરના કલેક્ટર બેટમે સાહેબે ધાન્દુ બાહાદુર નામના એક કલ્પિત માણસના નામથી મુગેર અને કારિકપુર પરગણાંની જમીનદારી પોતે ઇજારે લીધી હતી. થાકર સાહેબના આવા સર્વ પ્રતારણવાળા કામમાં કૉન્સિલર ને મેમ્બર બારવેલ સાહેબ પણ લિપ્ત હતો એવું સાબેત થયું હતું.

થાકરનાં કુકર્મો છુપાવવાને માટે ગવર્નર જનરલ અને બારવેલે જે કંઇ મહેનત કરી હતી તે કોર્ટ આફ ડિરેકટરના પત્રાદિથી જોવામાં આવે છે. વળી વર્દ્ધમાનની રાણી અને રાજસાહીની રાણી ભવાનીના ઉપર હેસ્ટિંગ્સ અને બારવેલ સાહેબે ઘણો અન્યાય આચર્યો હતો.* બારવેલ સાહેબે પોતાનો દોષ દૂર કરવાને માટે વર્દ્ધમાનની મહારાણીના નામે વિલાયતમાં મિથ્યા અપવાદ પ્રચાર કરવાનો યત્ન પણ કર્યો હતો. તેણે ઘણા કાયર પુરૂષની પેઠે વર્દ્ધમાનની મહારાણીને જઘન્ય વેશ્યા કહી હતી, પરમ ધાર્મિક રાજા રામકૃષ્ણને મિથ્યાવાદી કહીને નીંદા કરી હતી.†

વસ્તુતઃ ઇસ્ટ ઇંડિયા કંપનીની શરૂઆતથી સર્વદા બંગાલાના સારા માણસો અસત્ લોકોમાં ગણાયલા છે અને દેવીસિંહના પ્રમાણે દુશ્ચરિત્ર લોકો સરકારમાં વિશેષ પ્રીતિ મેળવવામા સમર્થ થયા છે.

હેસ્ટિંગ્સની કૌન્સિલના મેંબર ફિલિપ ફ્રાન્સિસ બંગાલાના જુના જમીનદારોની સાથે જમીનનો હમેશાંનો બંદોબસ્ત કરવાને માટે વારંવાર અનુરોધ કર્યો જતો હતો. પરંતુ હેસ્ટિંગ્સ તેની વાત કાન ઉપર ધરતો નહોતો. જમીનદારોનો જમીન ઉપર કંઇપણ

* પછવાડેની અંગ્રેજી ૬ ઠી નોટ જુઓ. † પછવાડેની અંગ્રેજી ૭ મી નોટ જુઓ.

અધિકાર નથી એવું તે કહેતો. પરંતુ કાળે કરીને ફ્રાન્સિસના મત પ્રમાણે બીજા ગવર્નર જનરલ કોર્નવાલિસે કામ કર્યું. આ બનાવને તેર ચૌદ વર્ષ વીત્યા પછી ૧૭૯૩ માં લાર્ડ કોર્નવાલિસે જમીનદારોની સાથે જમીનનો હમેશાંનો બંદોબસ્ત કર્યો. જમીન સંબંધી હમેશના બંદોબસ્તે જ અંગ્રેજ રાજત્વને મજબુતીમાં આણ્યું છે ત્યારથી અંગ્રેજોના ઉપર દેશી લોકો થોડોક વિશ્વાસ સ્થાપન કરવાને સમર્થ થયા છે.

---

## પ્રકરણ ૪ થું

### સસરો અને પુત્રવધૂ

માઘ મહિનો બેઠો છે, સાયંકાળ થયો છે. પ્રાણનગરના રસ્તાની બાજુ ઉપરના અનાજના ખેતરોમાંથી એક એક ભારો ખડનો માથા ઉપર લઇને ત્રણ ખેડુતો ઘરની તરફ જાય છે. રસ્તાની બંને બાજુએ સુવિસ્તીર્ણ ખેતર આવી રહેલાં છે, પરંતુ ખેતરની ઘણીખરી જમીન ત્રણ વર્ષ થયા વગર ખેડાયલી છે. વચમાં વચમાં કેવળ થોડાક કડકામા ધાનના રોપા જોવામાં આવે છે. ચાર પાંચ વર્ષની આગમજ આ સર્વ ખેતરમાંથી અસખ્ય ખેડુત ટોળબંધ થઇને ગાતા ગાતા પોતાને ઘેર પાછા જતા. પરંતુ પ્રાણનગર હાલ ઘણુંખરૂં ઉજડ થયુ છે. રસ્તાની પશ્ચિમ તરફના ખેતરની પશ્ચિમ બાજુએ એક બે ભાગેલી ખેડુતોની ઝુંપડી જોવામાં આવે છે. આજ કેવળ ત્રણ ખેડુનો તે ઝુંપડીની તરફ જાય છે. એઓ ગુપચુપ ચાલ્યા જાય છે. સર્વનાં મોઢા વિષાદથી પરિપૂર્ણ છે. જેવી રીતે ધીરે ધીરે ચાલે છે તેના ઉપરથી માલમ પડે છે કે જાણે તેઓના શરીરમાં કંઈ પણ બળ ન હોય ને અન્ન કષ્ટથી શરીર જીર્ણ કૃશ થઈ ગયું છે.

આ ખેડુતો જે રસ્તેથી પોતપોતાના ઘરની તરફ ચાલ્યા આવતા હતા, તે રસ્તો દિનાજપુરના શેહેરથી લઇને સીધો પ્રાણનગરના જંગલમાં થઇને ઠાકુર સુધી ગયો છે. આ ખેડુતોના કેટલાકનું ઘર પ્રાણનગરની ઉત્તર તરફ છે. ખેડુતો રસ્તાની પૂર્વ બાજુના ખેતરમાથી આવીને પશ્ચિમ બાજુના ખેતરમાં થઈ ઘેર જતા હતા. ત્રણ ખેડુતોમાં એક ઘણો વૃદ્ધ છે, તેથી બીજા બે જણથી ઘણો પછવાડે પડ્યો છે. જે બે જણા આગળ ચાલે છે, તેઓ રસ્તો ઓળગીને પશ્ચિમ બાજુના ખેતરમાં પ્રવેશ કરે છે. વૃદ્ધ ખેડુતે, રસ્તા ઉપર ચઢતાં એક વૃદ્ધ વૈષ્ણવ દોડતો ભિક્ષાની ઝોળી ખભા ઉપર નાખીને, દક્ષિણ બાજુએથી સીધો ઉત્તર તરફ જાય છે, તેને જોયો. વૈષ્ણવને જોતાં જ

વૃદ્ધ ખેડુને કહ્યું "ઠાકુર ગોસાંઇજી, જલદી ઘેર જાઓ. આજે કંપનીના પાંચ સિપાઇને ઉત્તર તરફ જતા જોયા છે."

ગોસાંઈ ભયાકુળ થઇને બોલ્યો—"રસ્તામાં બીજા એક માણસે મને આજ વાર્તા કહી હતી, તેથી જ હું ભાગતો જાઉં છું. સિપાઇને કઈ બાજુએ જતા જોયા છે?"

ખેડુત—"આ સીધે રસ્તે ગયા છે. તમે આ ધાનના ખેતરમાંથી ચાલ્યા જશો તો તેઓની પહેલાં ઘરમાં પહોંચી શકશો. જ્યારે આ તરફ સિપાઇઓ આવ્યા છે, ત્યારે તમારી તલ્લાસને માટે આવ્યા છે એવું જણાય છે."

વૃદ્ધ વૈષ્ણવ એક પળ પણ ન થોભતાં દોડતો જવા લાગ્યો. ચોતરફ અંધારૂં થવા આવ્યું હતું, તોપણ વૃદ્ધ ગાંડાની માફક જ્ઞાન શૂન્ય થઇને દોડે છે. હે પરમેશ્વર! પુત્ર ગયો, ધન ગયું, સંતતિ ગઇ, તોપણ આ પાપી જીવ જતો નથી. આવું બોલતો બોલતો અડધા કલાકમાં એક ઝુંપડીના દરવાજા ઉપર તે જઇ પહોંચ્યો.

એ ઝુંપડીની પશ્ચિમ બાજુએ બીજી બે ઝુપડી હતી. એ ત્રણ ઝુપડીની ચારે બાજુએ જંગલ હતું, ઝુંપડીમાં પ્રવેશ કરવો હોય તો જગલમાંથી જવું પડતું, પરંતુ જંગલની બહારથી ઝુપડી જોઇ શકાતી નહોતી.

ઝુંપડીના દરવાજા ઉપર આવતાં જ વૃદ્ધ ગભરાયલા સ્વરથી 'મા' 'મા' કહીને બુમ પાડતાં જ એક સ્ત્રી દરવાજામાં આવીને ઉભી. સ્ત્રીએ બે ત્રણ મહિના થયા અગાઉ શિર મુંડન કરાવ્યું હશે એવું એના ચેહેરા ઉપરથી જણાતું હતું. કારણ કે તેના વાળ યુવતીના કેશકલાપના જેવા મોટા નહોતા, પણ બાળકના જેવા થોડા ઉગેલા હતા. પુરૂષનો પોશાક પેહેરાવ્યામાં આવત તો ચઉદ વર્ષનો બાળક જણાતા એનું શરીર કૃશ અને મોઢા ઉપર બાલિકા સુલભ સરલતા પ્રકાશતી હતી. થોડું ધ્યાન લગાડીને જોવાથી માલુમ પડતું કે પોતાના શરીરની ખુબસુરતી છુપાવવાને માટે એ સર્વદા યત્નવાન થતી, પરંતુ તેના યત્નથી એની ખુબસુરતી સેંકડે દરજ્જે વધતી હતી. એનું અણીદાર નાક, વિશાળ લોચન અને ચિત્રાંકિત ભમરોથી પરિશોભિત મુખ કમલમાં, વિષાદ મિશ્રિત પવિત્રતા અને સરલતા પ્રકાશિત થઇને તે મુખ એક અપૂર્ણ લાવણ્યમાં મંડિત કર્યું હતું. ફક્ત અંગ સૌષ્ટવ અને ખુબસુરતીનું મૂલ, વિષાદ, દારિદ્ર, રોગ અને વાર્દ્ધક્ય તે સૌન્દર્ય એકદમ નાશ કરી શકે છે, પરંતુ જે સૌન્દર્ય આભ્યંતરિક સૌન્દર્યની છાયા છે, તેમાં અવસ્થાંતરથી ફેરફાર થતો નથી. એ રમણીનું સૌન્દર્ય એના હૃદયસ્થિત સદ્‌ભાવથી ઉત્પન્ન થઈ શકતું હતું. તેથી એ નિત્ય સૌન્દર્યવાળી જણાતી

એ પરમસુંદરી રમણીની ઉંમર પચીશ વર્ષથી કંઇક વધારે થઈ છે, પરંતુ એ જોવામાં બાળિકાના જેવી છે. સ્ત્રી દરવાજામાં આવતાં જ વૃદ્ધે કહ્યું:-

"આ સર્વ નાશ થયું છે. દુરાત્મા દેવીસિંહે પાછો આપણો પત્તો મેળવવાને માણસો લગાડ્યા છે. આજે ભિક્ષા કરવા ગયો હતો ત્યાં સાંભળ્યું છે કે આ તરફ ચાર પાંચ કંપનીના સિપાઈઓ આવે છે."

સ્ત્રી-"તેને માટે તમે એટલો ભય શા વાસ્તે કરો છો? આપણું તો સર્વ લઈ લીધું છે. હવે આપણું શું કરશે?"

વૃદ્ધ-"પકડીને આપણને કેદ રાખશે."

સ્ત્રી-"કેદ કરીને કેદખાનામાં રાખશે તો રહીશું વિષય સંપત્તિ, માન સંભ્રમ સર્વ ગયું છે. હવે એક માત્ર ધર્મની રક્ષા કરી શકીએ તો ઘણું છે."

વૃદ્ધ-"મા! દેવીસિંહ કેવો નરપિશાચ છે તે તમે જાણતાં નથી. તેના હાથમાં પડ્યા પછી શું કોઇ યુવતી ધર્મની રક્ષા કરી શકે છે? મને કેદ કરશે એમાં હું કંઈ ડરતો નથી, પરંતુ તમને જો પકડીને લઈ જાય તો મારૂં આલોક અને પરલોક સર્વ નાશ પામે. તેથી જ મેં મનમાં વિચાર કર્યો છે કે આજે હું પોતે પકડાઇશ. તમે રૂપા, જગા અને વૃદ્ધ દાસીની સાથે જેમ જલદી જવાય તેમ જંગલની તરફ ભાગી જાઓ."

વૃદ્ધની વાત સાંભળીને યુવતી રડવા લાગી. રડતી રડતી વૃદ્ધના ચરણ પકડીને બોલીઃ-

"હું તમને છોડીને કયાંઇ પણ જઇશ નહિ. તમને જ્યાં કેદ કરશે ત્યાં હું કેદી થઇને રહીશ, તેથી હું તમારી પાસે રહી શકીશ. તમે જ્યારે ઘણા તરસ્યા થશો, ત્યારે તમારા મોઢામાં એક ટીપું પાણી આપી શકું તો હું કેદખાનામાં રહીને પણ સુખી થઇશ. કોને માટે આ પાપી જીવન ધારણ કરૂં છું? વિધવાનું જીવન વિડંબના માત્ર છે. પરંતુ આ દુઃખ વિપદમાં પણ જ્યારે ભુખની વેળાએ તમોને રસોઇ કરી આપી શકું, તરસ્યાની વેળાએ તમને પાણી આપી શકું, જ્યારે તમે થાકીને ઘરમાં પાછા આવો, ત્યારે તમારી પાસે બેસીને જ્યારે તમને પવનથી શીતળ કરૂં છું, ત્યારે મને પરમ સંતોષ મળે છે. બાર વર્ષથી હું તમારી સાથે છું, હવે તમને છોડીને હું એક પળ પણ બીજી જગાપર રહી શકીશ નહિ. તમોને હવે સસરા જાણીને રહેતી નથી. માની પાસે કન્યા જેમ અકપટથી મનના સઘળા ભાવ કહે છે તેમ હું તમારી આગળ મનની સર્વ વાત કહું છું, તમે મારા સસરા નથી, મારા બાપ નથી, તમે મારી મા છો."

વૃદ્ધ–"બેટા ! તું કેદખાનામાં જાય એ શું મને સહન થઇ શકે ? પુત્ર શોકથી પણ તમારૂં અપમાન મારા હૃદયને સેંકડો દરજ્જે દગ્ધ કરશે. તમે આ પળમાં વૃદ્ધ ડોશીની સાથે ભાગી જાઓ."

સ્ત્રી–"હવે આપણે માન અપમાનનું ભય કેવું ? હવે આપણે લોક લજ્જાનું ભય કેવું ? આપણી વિષય સંપત્તિ, માન સંભ્રમ સર્વ ગયાં છે. હવે જો કોઇનો ભય હોય તો તે કેવળ ધર્મનો ભય છે. ધર્મ જેનાથી રક્ષિત થાય તેનો યત્ન કરવો. ઈશ્વરની આંખે નિર્દોષી થવાથી ઘણું છે. આપણી જેવી હાલત છે તેમાં લજ્જાનો ભય રાખવો ન જોઇએ. તમને આજે પકડે તો હું જરૂર આપની સાથે કેદખાનામાં આવીશ."

વૃદ્ધ–"બેટા ! મારી સાથે જો તમને પકડી લઇ જાય તો તમોને મારી પાસે રહેવા દેશે નહિ. તમોને જો કેદ કરે તો બીજી જગાપર કેદ રાખશે. પરતુ તમોને પકડી શકયાથી દેવીસિંહ જરૂર તમોને કોઇ કામાસક્ત ઈંગ્રેજની પાસે મોકલશે. દેવીસિંહ પુષ્કળ કામાસક્ત ઈંગ્રેજોની મહેરબાની વેચાતી લેવાને માટે આબરૂદાર ઘરની સ્ત્રીઓને પકડીને તેઓને મોકલે છે. હવે એક પળનો પણ વિલંબ ન કરતાં વૃદ્ધ દાસી અને મારી વિશ્વાસુ પ્રજના આ બે માણસોને સાથે લઇને આ જગાપરથી ભાગીને કાશી ધામમાં જતાં રહો."

યુવતી તે વેળાએ સમજી કે વૃદ્ધની સાથે ગયા છતાં તેની સાથે રહી શકાશે નહિ, તેથી નિરાશ થઇને નીચું માથું કરીને રડવા લાગી. થોડી વારે રડતી રડતી કહેવા લાગી:–

"સતી થવું જ મારા પક્ષે ઉચિત હતું. તમારા પુત્રની વાત હવે ખરી પડી. તે વખતે તમે સમજી શકયા નહિ. અને હું તો અજ્ઞાન–સ્ત્રી–હું તે સર્વ વાતનો મર્મ તે વેળાએ કંઈ સમજી શકી નહિ, અને હાલ પણ હું કંઈ સમજતી નથી."

વૃદ્ધ–"મા ! છોકરાની તે સર્વ વાતનો વિચાર કર્યાથી જણાય છે કે સ્વયં ભગવાન્ શ્રીહરિએ અથવા બીજા કોઇ મહાપુરૂષે આપણા ઘરમાં જન્મ લીધો હતો. નહિ તો ભવિષ્યમાં શું થશે, તે છોકરો કેમ કહી શકે ? છોકરાએ જે જે કહ્યું હતું તે સર્વ ખરૂં પડ્યું છે. મેં તેના કહ્યા પ્રમાણે કામ કર્યું નહિ તેથી જ જણાય છે કે છોકરો મને છોડીને જતો રહ્યો. તમારી સાસુ પરમ સાધ્વી હતી. જણાય છે કે તેના પુણ્ય બલથી ભગવાન્ શ્રીહરિએ મારા ઘરમાં જન્મ લીધો હતો. બેટાએ મને વારે ઘડીએ કહ્યું હતું કે 'આપના નસીબમાં ઘણું દુઃખ છે, આપનું સદાવ્રત, આપની અતિથિશાળા, આપનું દાન ધર્મ કદી પણ આપને

આ વિનાશના માર્ગથી રક્ષા કરી શકશે નહિ.' હાય ! હાય ! બેટાનું કહ્યું સર્વ પૂર્ણ થયું."

યુવતી–"તમોને છોડીને મારે કાશીધામમાં જવાની જરૂર નથી. હું આ પાસેના જંગલમાં થોડા દિવસ વાટ જોઇશ. જો ચાર પાંચ દિવસમાં તમોને છોડી મુકે તો તમે પાછા જંગલમાં આવશો તો આપણે સાથે કાશીધામમાં ચાલ્યાં જઇશું. અને જો હું સાંભળીશ કે તમોને મારી નાખ્યા છે તો સ્વામીનું કુશનું પુતળું બનાવીને તેની સાથે જરૂર બળી મરીશ. બળી મરવા સિવાય બીજો કંઇ રસ્તો નથી."

વૃદ્ધ–"મા, હું એક પળને માટે પણ તમોને હવે દિનાજપુરની હદમાં રહેવા દઇ શકતો નથી. શું દેવીસિંહ જાણતો નથી કે હમણાં મારી પાસે ધન સંપત્તિ કંઇ જ નથી ? તેણે તો મારૂં સર્વ નાશ કર્યું છે, ત્યારે હમણાં વળી મને શા માટે પકડે છે તે હું સમજી શકતો નથી. હા, પરમેશ્વર પેલે જન્મે કેટલાં પાપ કર્યાં હતાં ! આ સર્વ દુઃખ શું માણસથી સહન થઇ શકે ?"

સ્ત્રી–"ત્યારે તમને શા માટે પકડવા ઇચ્છે છે ?"

વૃદ્ધ–"મ્હારાં ખરાબ નસીબ, તે વાત હું કિયે મ્હોએ તમારી આગળ કહું. કોઇ દુષ્ટ માણસની પાસેથી સાંભળવામાં આવ્યું છે કે તમે પરમ સુંદર છો. તેથી કેવળ તમને પકડવાને માટે આવી તદબીર કરી છે. મેં સાંભળ્યું છે કે મુરશિદાબાદની કોઇ બ્રાહ્મણની વિધવા સ્ત્રીને પકડી દેવીસિંહે ગંગાગોવિંદસિંહને આપવાનું વચન આપ્યું હતું. પરંતુ તે બ્રાહ્મણ કન્યા દેવીસિંહના ઘરમાંથી નાસી ગઇ છે અને પોતાના ધર્મની રક્ષા કરી છે. હવે તમને તે બ્રાહ્મણ કન્યાને બદલે ગંગાગોવિંદસિંહ કને મોકલવા ઇચ્છે છે. તમે અહિં એક પળ પણ થોભશો ના. હમણાં ને હમણાં નાસી જાઓ."

સ્ત્રી સક્રોધથી બોલી, "દેવીસિંહ અને ગંગાગોવિંદસિંહની કંઇ પણ મગદુર નથી કે તેઓ મારો ધર્મ નાશ કરે. તમારા છોકરાએ મને કહ્યું હતું કે, સ્ત્રિયો પોતાની ઇચ્છાથી ધર્મનો માર્ગ નહિ છાંડે તો જગતમાં એવો માણસ નથી કે જે તેઓના ધર્મનો નાશ કરી શકે. હું તે વેળાએ તેમની વાત ઉપર વિશ્વાસ રાખતી નહોતી. તેમની સાથે ઘણી તકરાર કરતી હતી. એ સાહેબના માણસની સાથે ઝગડો કરવાનો ઘણો મેં નિષેધ કર્યો હતો ત્યારે તેઓ વિરક્ત થઇને મારી સાથે વાત કરતા નહોતા, પરંતુ હવે હું સમજી છું કે તેઓ જે જે કહેતા હતા તે ખરૂં હતું. બાર વર્ષ સુધી ઘણી વિપત્તિ, અને ઘણા પ્રકારનાં સંકટો પડ્યાથી હું હવે જોઉં છું કે સ્ત્રિયોની ધર્મરક્ષાનો ભાર સ્વયં ભગવાને

પોતાને હાથે લીધો છે. દુર્બલનું બલ એક માત્ર ઈશ્વર છે તેમાં કંઈ પણ સંદેહ નથી. હું પોતે ઇચ્છાથી જો ધર્મને વિસર્જન નહિ આપું તો કોણ મારા ધર્મનો નાશ કરી શકશે ? પરંતુ મને દુઃખ કરવાનો વિષય આજ છે કે હજી પણ આ હતભાગિણીને માટે આપને કેટલો માર પડશે."

સ્ત્રીએ આ વાત કહેતાં જ શોકનું જોર ઉપડી આવ્યાથી તેનો કંઠ સ્તંભિત થયો ને મૂર્ચ્છિત થઇને જમીન ઉપર પડી ગઇ. થોડીવાર પછી સાવચેતીમાં આવીને સ્ત્રી પાછી બોલવા લાગી—"હા પરમેશ્વર! આ હતભાગિણીને માટે આ પરમ ધાર્મિક વૃદ્ધને આટલી બધી યાતના ભોગવવી પડશે. આ હતભાગિણીને શા માટે તમે રૂપ અને સૌન્દર્ય આપ્યું ? જેને માટે આ રૂપ–જેને માટે સૌન્દર્ય–તે તો મ્હારો ચાલ્યો ગયો છે, ત્યારે રૂપ અને સૌન્દર્યની બીજી જરૂર શા માટે રાખી ? હું આ ઘડિયે મારૂં નાક અને કાન કાપી નાંખું, શરીરને જખમી કરી નાંખું." એવું કહીને તે સ્ત્રી પોતાના વાળ તોડવા લાગી ને વારંવાર જોરથી પોતાનું કપાળ કુટવા લાગી.

વૃદ્ધ બ્રાહ્મણ સસ્નેહથી સ્ત્રીનો હાથ પકડીને કહેવા લાગ્યો, "આત્મઘાત કરવાની કંઇ જરૂર નથી, આત્મઘાત કરવાની કંઈ જરૂર નથી." આવું કહીને તેને સાંત્વના આપવા લાગ્યો.

સ્ત્રી થોડી શાંત થઇ ને પાછી શોકાતુર થઇને કહેવા લાગી, "હા, પરમેશ્વર! હું કેમ તેમની સાથે બળી ગઇ નહિં. તે વેળાએ મરી ગઇ હોત તો સર્વ દુઃખ સર્વ કષ્ટ દૂર થઇ જાત."

પાછી સસરાની તરફ જોઇને કહેવા લાગી, "તે તો મારો જ અપરાધ છે. તમારા છોકરાએ જે કંઈ કહ્યું હતું તેની એક વાત પણ ખોટી પડી નહિ. હા, પરમેશ્વર! મેં દેવના જેવો પતિ મેળવ્યો છતાં તેને તે વેળાએ ઓળખી શકી નહોતી. તેઓ સર્વદા કહેતા હતા કે 'કર્મ ફળને કોઇપણ છોડાવી શકશે નહિ, કર્મ ફળ સર્વને ભોગવવું પડશે' તમે તે વેળાએ મરવા દીધી નહિ. હવે તેનું કર્મ ફળ તમને ભોગવવું પડશે."

વૃદ્ધ બોલ્યો—"બેટા! આ સર્વ દુઃખ મારા કર્મનાં ફળ છે તેમાં કંઇ સંદેહ નથી. પરંતુ તે વેળાએ હું તમને કોના મૃત શબની સાથે સતી થવાને કહું ? દુરાત્મા દેવાસિંહના માણસના મારથી તે વર્ષે એક દહાડામાં ઘણું કરીને વીશથી ત્રીશ માણસો મરતા હતા કાંટાની સાથે વેલ ઝાડની ડાળિયોથી* વારંવાર જખમી કરીને જે સર્વ લોકના પ્રાણ

---

* આગેળ ૮ મી નોટ જુઓ.

વિનાશ કર્યો હતા, જે સર્વ લોકોના મ્હોં ઉપર માર પડ્યો હતો, તેઓનાં મૃતશબ જોઇને તેઓને ઓળખવાની કોઇની મગદુર નહોતી. તેઓના મ્હોંના ચેહેરા તદન બદલાઇ ગયા હતા. મારા છોકરાનું મૃતશબ મેં મેળવવાની ઘણી શોધ કરી પણ ઓળખી શકયો નહિ. જમાઇનું મૃત શરીર જોઇને તે ઓળખી શકયો. તેથી પ્રાણ સરખી સ્વર્ણ પ્રતિમા પ્રભાવતીએ સતી થવાની ઇચ્છા પ્રકાશ કરતાં જ મેં તેને જન્મને માટે વિદાય કરી જો હું બેટાના મૃતશરીરને શોધીને બ્હાર લાવી શકત તો હું તમને અમ્લાન વદનથી સ્વામીની સાથે સ્વર્ગમાં જવાની અનુમતિ આપત. આ દુઃખ ભોગવવાને માટે શું હું તમને હજી સુધી આ સંસારમાં રાખત? તમને જોયાથી પુત્ર શોકથી મારૂં હૃદય ફાટે છે; પુત્ર શોકાનલ સેંકડો દરવાજે બળી ઉઠે છે. બેટા! પુત્રનો શોક કેવો છે, તે તમે કેવી રીતે સમજી શકો? તમને તો કદી છોકરૂં થયું નથી. પુત્ર શોકાનલ કદીપણ હોલાતો નથી. જણાય છે કે આ શોકાનલ ચિતાનલની સાથે મિશ્રિત થઇને જ્યારે શરીરને ભસ્મ કરશે ત્યારે જ કેવળ આ શોકને ભૂલી જઇશ.”

સ્ત્રીએ કહ્યું, “મને સાથે લઇને જો તેમના મૃત શરીરની શોધ કરી હોત તો હું જરૂર તેમનું મૃત શરીર શોધી કાઢત. તેમનો એક જ હાથ જો મારી નજરે પડત તો હું નિશ્ચય કરી કહી શકત કે આ તેમનુ શરીર છે. તેના માથા ઉપરનો એક વાળ હું સેંકડો માણસના માથા ઉપરના વાળમાંથી શોધી શકત. તેમના હાથની એક આંગળી જોયાથી હું નિશ્ચય કરી શકત કે આ તેમની આંગળી છે.”

એ સાંભળીને વૃદ્ધ બોલ્યો,—“આ બધું થવું અસંભવ છે. સર્વેની આંગળી એક જ જાતની હોય છે. મ્હોની આકૃતિ નહિ જોયાથી શું મનુષ્યને ઓળખાય?”

ઉપલી વાત સાંભળીને સ્ત્રીએ કહ્યું, “હું નિશ્ચયથી કહું છું કે તેમના હાથની એક આંગળી જોવાથી હું તેમની મૃતદેહ શોધીને બહાર કાઢી શકત. કેવળ હું નહિ પણ પ્રત્યેક પતિપ્રાણા સ્ત્રી પતિનો એક વાળ બીજા લોકોના વાળની રાશિમાંથી શોધીને કાઢી શકે છે.”

તે સાંભળીને વૃદ્ધ બોલ્યો—“બેટા! ત્યારે શું પિતાના સ્નેહના કરતાં પણ પત્નીનો પ્રેમ આટલો સૂક્ષ્મ દૃષ્ટિવાળો છે? માબાપનો સ્નેહ શું પત્નીના પ્રેમની આગળ પરાજય પામે છે?”

આના જવાબમાં સ્ત્રી બોલી—“માબાપના સ્નેહના કરતાં સાધ્વી સ્ત્રીનો પ્રેમ વધારે સૂક્ષ્મદૃષ્ટિવાળો છે કે નહિ, તે હું પોતે કંઇ સમઝતી નથી. પરંતુ તમારા છોકરાએ એક દિવસે કહ્યું હતું કે, સાધ્વી સ્ત્રીનો

નિઃસ્વાર્થ પ્રેમ બે જુદા આત્માને મેળવે છે. તેથી પુણ્યવતી માતાના નિઃસ્વાર્થ સ્નેહની પેઠે, સાધ્વી સ્ત્રીનો પ્રેમ કોઇ અવસ્થામાં રૂપાન્તરિત થતો નથી. તેઓ સર્વદા કહેતા હતા કે માતૃસ્નેહ અને સાધ્વી સ્ત્રીના પ્રેમમાં ઇશ્વરનો વાસ જણાય છે."

આ સાંભળીને વૃદ્ધ બોલ્યો–"બેટા, શું તમારી સાથે આવી સર્વ વાત થતી હતી કે? હા, મારો દીકરો સર્વદા શાસ્ત્રાલાપ અને ધર્મની આલોચના કરતો હતો. આટલી નાની ઉમરમાં દીકરાએ કેટલું શાસ્ત્રનું અધ્યયન કર્યું હતું!"

ઉપરનું સાંભળીને સ્ત્રી બોલી, "સર્વદા તેઓ મારી આગળ શાસ્ત્ર કહેતા હતા, પણ હું તેમની વાત સમજતી નહોતી, તેથી હું તેમની વાત ધ્યાન દઇને સાંભળતી નહોતી. કોઇ કોઇ વખતે નહિ સમજતાં હું તેમની સાથે વગર કામની તકરાર ઉઠાવતી. તેથી તેમનો મારી ઉપર પ્રેમ થયો નહોતો, પરંતુ કદાપિ તેઓએ મને કોઈ દિવસે કષ્ટ આપ્યું નથી. કોઇ વખતે પણ દુર્વાક્ય કહ્યું નથી."

વૃદ્ધ બોલ્યો–"મારા દીકરાએ કોઈ દાહાડે પણ કોઇને કષ્ટ આપ્યું નથી. બીજાનું દુઃખ જોયાથી દીકરાની આંખમાં આંસુ પડતાં. હા, પરમેશ્વર! આવા સુપુત્રનો શોક શું કોઈ સહન કરી શકે? હું પોતે કેમ નહિ મુવો. જ્યારે દેવીસિંહના માણસો મને પકડવા આવ્યા, ત્યારે મને નસાડીને દીકરો પોતે હાજર થઇને બોલ્યો કે 'મારા વૃદ્ધ પિતાજીને પકડવાનો યત્ન કરશો તો તમારો પ્રાણ લઇશ; મારૂં નામ પ્રેમાનંદ ગોસ્વામી છે. હું પોતે હાજર થાઉં છું." મારા દીકરાની કેવી હિમ્મત હતી. તે વેળાએ જો હું હાજર હોત તો દીકરાનો પ્રાણ જાત નહિ. બેટા! આજે હું મારા દીકરાની પેઠે કામ કરીશ. હું પોતે પકડાઇશ. તું જલદીથી નાસી જા."

સ્ત્રી સસરાની વાત સાંભળીને થોડીક ચુપ રહી. પછી ઘણો વિચાર કરીને નાસી જવાનું સ્થિર કર્યું. જે ઝુંપડીમાં બેસીને સસરો અને પુત્રવધૂ વાતચીત કરતાં હતાં, તેની થોડે છેટે પશ્ચિમ બાજુએ બે ઝુંપડી હતી. તેમાંની એક ઝુંપડીમાં એક બુઢી ડોશી રેહતી હતી. બીજી ઝુંપડીમાં બે માણસો રેહતા હતા. બુઢી ડોશીને સઘળા મા કહીને બોલાવતા. બીજી ઝુંપડીમાંના બે માણસોનાં નામ જગા અને રૂપા હતાં. જગા અને રૂપા રસોઈ કરવાને માંટે લાકડાં એકઠાં કરવાને માટે જગલમાં ગયા હતા. ડોશી ઘરના કામમાં લાગેલી હતી. વૃદ્ધ વૈષ્ણવે એઓને બોલાવતાંજ એઓ સામે આવીને ઉભા. તે વેળાએ વૃદ્ધ બ્રાહ્મણે એઓની આગળ સિપાઇઓ આવે છે વગેરે સર્વ વાત કહેવા

માંડી. વૃદ્ધની વાત થઈ રહ્યા પછી સ્વરૂપની, જંગા અને રૂપા યુવતીને સાથે લઇને જંગલમાં ચાલ્યાં ગયાં તેઓ ગયાં એટલે વૃદ્ધ બ્રાહ્મણ ઝુંપડીમાંથી બહાર નીકળીને આસ્તે આસ્તે પ્રાણનગર જવાના રસ્તા ઉપર આવ્યો. રસ્તા ઉપર આવીને મોટે સાદથી હરિ સંકીર્ત્તન કરવા લાગ્યો. આ હરિ સંકીર્ત્તનનો શબ્દ સાંભળતાં જ ચાર પાંચ સિપાઇયો "આજે એ સાળો હાથ લાગ્યો છે, સાળો આ જંગલમાં કેઈ જગાપર હતો?" એવી રીતે બોલતાં બોલતાં ઘણા ઉલ્લાસની સાથે દોડીને વૃદ્ધને પકડ્યો અને "ક્યાં ધાન્ય છુપાવી રાખ્યું છે તે દેખાડ." એવું કહીને ધમકાવવા લાગ્યા.

---

## પ્રકરણ ૫ મું

## રામાનન્દ ગોસ્વામી

આગલા પ્રકરણમાં લખેલા પેલા વૃદ્ધ બ્રાહ્મણનું નામ રામાનંદ ગોસ્વામી છે. અને જે સ્ત્રીની સાથે તે વાત કરતો હતો તેનું નામ દેવી સત્યવતી છે. સત્યવતી દેવી એ રામનંદની પુત્રવધૂ છે. રામાનંદ ગોસ્વામીના વડાઓનું રેહેઠાણ માલદહની અંદર ગૌડનાં હતુ. માલદહ, દિનાજપુર, રંગપુર, પૂર્ણિયા આ ચાર જિલ્લાના પુષ્કળ જમીનદારો અને ધનવાન્ માણસો રામાનંદ ગોસ્વામીના શિષ્ય હતા ઉપલા ચાર જિલ્લામાં રામાનંદની ઘણીક ધર્માદા જમીન હતી. તેની સઘળી ધર્માદા જમીનની વર્ષની ઉપજ પચાસ હજારથી ઓછી નહોતી. રંગપુર, દિનાજપુર, અને પૂર્ણિયા વગેરેના જમીનદારો અને ધનાઢ્ય મનુષ્યો રામાનંદ ગોસ્વામીને ઘણુ જ સન્માન આપતા. પુષ્કળ જમીનદારો વિવાહની વખતે અથવા શ્રાદ્ધ ઇત્યાદિ અવસર ઉપર રામાનંદ ગોસ્વામીને પોતાને ઘેર લાવવાને માટે દશ બાર હાથી, આઠ નવ ઘોડા, અને પચીશ ત્રીસ સિપાઇ વગેરે ચાકરો તેને ઘરે મોકલતા. પરંતુ રામાનંદ તેઓનું નિમંત્રણ સ્વીકારવાનો અવકાશ પણ પામતા નહોતા, કારણ કે તેમના ઘણા શિષ્ય હતા. દર વર્ષે એક એક વાર સઘળા શિષ્યોને ઘેર જવામાં સમર્થ થતા નહોતા.

રામાનંદ ગોસ્વામી સ્વદેશમાં તેમ જ વિદેશમાં એક પરમ ધાર્મિક વૈષ્ણવ તરીકે પ્રખ્યાત હતો. તેના ઘરમાં એક મોટી અતિથિશાળા હતી. તેના ઉપકારથી અને દાનશીલતાથી માલદહમાં કોઇને પણ કદી અન્નનું કષ્ટ સહન કરવું પડતું નહોતું. દેશમાં કોઈ દુઃખી દરિદ્રિને અનાજની ખોટ હોય તો પરમ વૈષ્ણવ રામાનદ તરત તેના ભરણપોષણનો ભાર લેતા.

રામાનંદની સ્ત્રી સુનીતિ દેવી ઘણી સદાચારિણી હતી. તેણી સુસંતાનની કામના કરીને ત્રિવિધ વ્રતાવલંબન અને સદનુષ્ઠાન કરતી. ભદ્રાસન ગામથી એક કોશની અંદર કોઈ દીન દુઃખી અનાથ નહિ હોવાને લીધે ભૂખ્યા છે કે નહિ તેની શોધ કાઢવાને માટે દરરોજ બપોરે દશ બાર દાસ દાસી ચોતરફ મોકલી વિશેષ શોધ કર્યા પછી સર્વ દાસ દાસી ઘરમાં પાછાં આવીને કહેતાં કે ઘરની ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ કોઈ બાજુએ એક કોશની અંદર કોઈ ભૂખ્યો રહેલો નથી, અથવા જેઓ ભૂખ્યા હતા તેઓને અનાજ આપ્યું છે, ત્યારે સુનીતિદેવી પોતાને હાથે રસોઇ કરીને પ્હેલાં જમાડી ખવાડીને પછી સ્વામીનું એઠું રહેલું પોતે ખાતી. પરમ વૈષ્ણવ રામાનંદ માછલાં ખાતો નહોતો તેથી સુનીતિદેવી પણ પાતિવ્રત્ય ધર્માનુરોધે ખાવાના સંબંધમાં પણ પતિનું અનુસરણ કરતી હતી.

રામાનંદને ફક્ત બે જ છોકરાં થયાં હતાં: તેમાં એક પુત્ર અને બીજી કન્યા. તેના પુત્રનું નામ પ્રેમાનંદ ગોસ્વામી; કન્યાનું નામ પ્રભાવતી દેવી હતું. રામાનંદે પોતે ઘણું શાસ્ત્રાધ્યયન કર્યું નહોતું. પરંતુ તેના પુત્ર પ્રેમાનંદે વીશ વર્ષની ઉમ્મર પુરી થવાની આગમજ સાહિત્ય, ન્યાય, દર્શન વગેરે સઘળા શાસ્ત્રમાં વિશેષ પારદર્શિતા મેળવી હતી. શ્રીમદ્ ભાગવતના પ્હેલા પાનાથી છેલ્લા પાના સુધી આખું પુસ્તક તેને મ્હોએ હતું.

પરંતુ હમેશ કોઇના દિવસ સુખમાં જતા નથી. વિપદરાશિ છુપી રીતે સર્વના માથા ઉપર ઝુલે છે, કઇ વેળાએ કોના માથા ઉપર પડશે તે કોઇથી કહી શકાતું નથી. તોપણ કોઇ કોઇક વેળાએ મનુષ્યના મનમાં આ પ્રશ્નનો ઉદય થાય છે કે આવા ધાર્મિક કુટુંબને પણ શું મંગલમય પરમેશ્વર વિપદની રક્ષા કરતો નથી? આવા ધાર્મિક કુટુંબને પણ જો ઘટનાના પ્રવાહમાં તણાઇને વિપદ સાગરમાં આંદોલિત થવું પડે તો કેવી રીતે પરમેશ્વરને મંગલમય કહી શકાય? આ પ્રશ્નના ઉત્તરમાં અમે ફક્ત એટલું જ કહી શકીયે છીયે કે, વિજ્ઞાનની આંખે જેઓ માનવમંડળનો ઇતિહાસ વાંચે છે, તેઓના મનમાં આવી રીતના સંદેહ પડવાની ઘણી સંભાવના નથી.

રામાનંદ ગોસ્વામીએ ઘણા ઠાઠમાઠની સાથે પુત્ર કન્યાના વિવાહ કર્યા હતા. પરંતુ તેના પુત્રનાં લગ્ન થયા પછી બે વર્ષે એટલે ૧૭૬૦ કે ૧૭૬૧ ઇસ્વી સનમા તેની સ્ત્રી સુનીતિદેવી પરલોક સિધારી. સુનીતિના મૃત્યુ વખતે પ્રેમાનંદની ઉમ્મર અઢાર વર્ષની હતી, તેની નવવિવાહિતા સ્ત્રીની ઉમ્મર ફક્ત દશ વર્ષની હતી; અને પ્રભાવતીની

ઉમ્મર ચૌદ વર્ષથી વધારે થઈ નહોતી. પ્રભાવતી સ્વામીની સાથે પિત્રાલયમાં રહેવા લાગી, અને માના મરવા પછી બાપના ઘરના સર્વ કામકાજનો ભાર તેના ઉપર પડ્યો.

ઉપલા સુખી પરિવારના જીવનનું વહાણુ હજી સુધી અનુકૂળ શાંતિ વાયુથી પરિચલિત થઇને આનંદ પ્રવાહમાં તણાઇને ધીરે ધીરે અમૃતસાગરની તરફ ચાલતું હતું. પરંતુ એક એક મનુષ્યજીવન, આ સંસારના બીજા જનના સાધારણના જીવનના બનાવની સાથે આટલા ઘનિષ્ટ રૂહથી સંબદ્ધ રહેલો છે કે, પારકાના મંગલામંગલનું ફલ, બીજા મનુષ્યોના સદસદકાર્યનું ફલાફલ દરેક મનુષ્યના જીવનમાં ફેરફાર આણે છે.

રામાનંદ ગોસ્વામીની હમણાંની દુરવસ્થા જેવી થઈ છે, તે કહેવાની પહેલાં કેટલોક ઐતિહાસિક બનાવ કહેવો જોઇયે.

સુરાજદઉલાને ગાદી ઉપરથી ઉઠાડી દીધા પછી બંગાલામાં અંગ્રેજોનું ઘણું પ્રભુત્વ સ્થાપિત થયું. રોમની બાદશાહીની છેલ્લી હાલતમાં જેવી રીતે પ્રેટરીયાન ગાર્ડ નામનું લશ્કર રોમનો હર્તાકર્તા અને વિધાતા થયું હતું, તેવી રીતે અંગ્રેજો પણ બંગાળના પ્રેટરીયાન ગાર્ડ થઈ પડ્યા હતા. રોમની છેલ્લી અવસ્થામાં રોમ રાજ્યનો બાદશાહ ઠરાવવાની સત્તા પણ પ્રેટરીયન ગાર્ડના હાથમાં હતી. બંગાલમાં પણ નવાબને મુકરર અને નવાબને બદલવાની સત્તા અંગ્રેજો પોતાના હાથમાં લાવવાની કોશેશ કરવા લાગ્યા. મુરશિદાબાદનો નવાબ કાયર મીરજાફર અંગ્રેજોના ભયથી સર્વદા ડરતો હતો. અંગ્રેજો આ લાગથી બંગાલને લુટવા લાગ્યા. વેપારનું બહાનું કરીને તેઓએ બંગાલના જન સાધારણના ઉપર મોટો જુલમ ગુજારવાનું શરૂ કર્યું.

ગ્રે નામનો એક કુત્સિત ચરિત્રનો અંગ્રેજ ઇસ્ટ ઈંડિયા કંપનીનો માલદહની વેપારની કોઠીનો ઉપરી હતો. માલદહના રેહેવાસી રામનાથદાસ નામનો એક દુશ્ચરિત્ર નરપિશાચ ગ્રે સાહેબના કારભારીપદમાં નિયુક્ત થયો. અંગ્રેજો કોઈ સુચરિત્ર લોકને કદીપણ કારભારીના કામમાં નિયુક્ત કરતા નહોતા. બંગાળના મનુષ્યોમાં જે પ્રપંચ, પ્રતારણા, વ્યભિચાર, નરહત્યા વગેરે કોઇ જાતનુ કુકર્મ કરવામાં જેઓ કંઈ પણ કુંઠિત થતા નહોતા, સર્વ જાતના કુકર્મ કરવાને જેઓ અમ્લાનવદનથી અગ્રેસર થતા, તેઓને અગ્રેજો કેવળ વિશેષ કાર્યદક્ષ જાણીને વેપારની કોઠીનો ગુમાસ્તો અથવા કારભારી કરતા.

માલદહ જિલ્લામાં રામનાથના જેવા પ્રપંચક અને ઠગારા માણસ ઘણા થોડા જ હતા. તેથી ગ્રે સાહેબે રામનાથને પોતાનો કારભારી બનાવ્યો.

આ વખતે ઇસ્ટ ઈંડિયા કંપનીની વેપારની કોઠીના સાહેબો કંપનીના તરફથી વિલાયતમાં અથવા ચીનમાં માલ મોકલવાને માટે બંગાલાના કોઇ વેપારીની પાસેથી કોઇ માલ વેચાતો લેતા તો તે વેપારીને રોકડાં નાણું આપતા નહોતા.* કંપનીના હિસાબમાં રૂપીઆનો ખર્ચ લખીને, તે રૂપિયાથી વેપારની કોઠીવાળા સાહેબો પોતપોતાના વેપારને માટે બીજો માલ લેતા; અને તે માલ ઉપર દોઢોડ ગણો અથવા બમણો નફો લઇને મૂલ્ય સ્વરૂપે તે પહેલાં લખેલા વેચનારને ગળે રાખતા. કોર્ટ આફ ડાઇરેકટરના જુના કાગળ પત્રાદિમાં આવા વ્યવહારને ગળે ઓળવવાની રીતિ લખી છે. એ ગળે ઓળવાની રીતિથી બંગાળના સેંકડો વેપારીઓ એકદમ માર્યા ગયા છે. એનાથી તેઓ કેમ ભૂખે મરતા નહિ થઇ શકે? એક કાપડ વણનારની પાસેથી ઇસ્ટ ઈંડિયા કંપનીની વેપારની કોઠીના ઉપરીએ એક હજાર રૂપિયાનાં કપડાં વેચાતાં લીધાં. પરંતુ તેને એક પણ પૈ રોકડી નહિ આપતાં ઉપરી સાહેબે તે હજાર રૂપિયાનો પોતાના વેપારને માટે હજાર મણ તંબાકુ દીધો. પછી ઉપલા એક હજાર મણ તંબાકુની કીમ્મત બે હજાર રૂપિયા પકડીને તે વણનારને ગળે ઓળવી દીધો. વણનારને એક હજાર મણ તંબાકુના બદલે એક હજાર રૂપિયાનાં કપડાં અને રોકડા એક હજાર રૂપિયા આપવા પડ્યા. વળી જો કોઇ માણસને આવી રીતે તંબાકુ ગળે ઓળવવા પછી રોકડા રૂપિયા આપવામાં તેને એક બે મહિનાનો વિલંબ થતો તો અંગ્રેજ વેપારીની કોઠીના ગુમાસ્તા તરત સિપાઇઓને સાથે લઇ જઇને તેઓના ઘરને લુટી લેતા અને તેઓના ઘરની સ્ત્રીઓનો ધર્મ નાશ કરતા.

નવાબના માણસો અંગ્રેજોનો જુલમ રોકી શકતા નહોતા. એટલુંજ નહિ પણ અંગ્રેજની કોઠીના સાહેબો કહેતા કે આવી રીતે ગળે ઓળવાની રીતિથી દેશી લોકોનું વિશેષ ભલુ થવાનો સંભવ છે. કારણ તેઓ તરેહેવાર જાત્યના વેપારના સંબંધમાં જ્ઞાન મેળવી શકશે. તંબાકુ આપ્યાથી વગર હરકતે તે તંબાકુનો વેપાર પણ શીખી શકશે. આવી રીતે ખ્રિસ્તી ધર્મ પાળનાર સર્વ દેશ અને સર્વ જનહિતૈષી અંગ્રેજ મહાત્મા નિઃસ્વાર્થ પ્રેમથી પરિચાલિત થઇને વણકરોને તંબાકુનો વેપાર શીખાડતા, તંબાકુના વેપારીઓને મીઠાનો વેપાર શીખાડતા, મીઠાના વેપારીઓને ચોખાનો વેપાર શીખાડતા. પરંતુ એ શીખવ્યાથી આખા બંગાળ દેશની એકીવારે રસાતલ જવાની શરૂવાત થઇ.

એટલુંજ નહિ પણ ઘણાક અંગ્રેજો દેશી લોકોની પાસેથી માલ

* અંગ્રેજી ૯ મી નોટ જુઓ.

વેચાતો લઇને તેની કીમ્મત આપતા જ ન હોતા. દેશી લોકો અંગ્રેજોના આવક માલ વેચવાનો અસ્વીકાર કરે અથવા ફ્રેન્ચ તથા વલંદાની આગળ કંઈ માલ વેચે તો અંગ્રેજો તેઓને અનુચિત દંડ આપતા.

માલદહમાં ગ્રે સાહેબ અને તેનો કારભારી આવી રીતે દેશના વેપારીઓનું નખોદ કાઢવા લાગ્યા, પરંતુ પેહેલાં મુડી નહિ હોવાથી કેવી રીતે વેપાર કરવામાં આવે, તે શીખવાનો ભાર જાનસ્ટોન, હે અને બોલ્ડ સાહેબે લીધો. આ ત્રણ મહાત્માનો વેપારની સાથે–ઇસ્ટ ઇંડિયા કંપનીના વેપારની સાથે કંઈ પણ સંબંધ નહોતો. જાનસ્ટોન, હે અને વિલિયમ બોલ્ટે એકત્ર થઇને પૂર્ણિયા જિલ્લામાં વેપારની દુકાન ખોલી. એઓનો ગુમાસ્તો રામચરણદાસ, દેશી વેપારીઓની પાસેથી ઘણું કરીને ઉધાર માલ વેચાતો લેતો હતો. એઓની વેપાર કરવાની રીતિ ઘણી ચમત્કાર ભરેલી હતી. એઓ કોઈ વણકરની પાસેથી ઉધાર એક હજાર રૂપિયાનાં કપડાં વેચાતાં લેતા, પછી તે કપડાંની કીંમત દોઢ હજાર ગણીને કોઈ તંબાકુના વેપારીને ગળે ઓળવતા, અને તેની પાસેથી દોઢ હજાર રૂપિયા તુરત વસુલ કરતા. તે દોઢ હજારમાંથી હજાર રૂપિયા નફા બાબતના હાથમાં રાખીને રૂ ૫૦૦ ઉપલા વણકરને આપીને ફરી બે હજારનાં વસ્ત્ર ઉધાર તેની આગળથી લાવતા. એવા ઉપાય પકડ્યાથી પોતાની પાસે મુડી નહિ હોય તો પણ વેપાર કરવામાં કંઇ હરકત આવતી ન હોતી. મુડી નહિ હોય તો કેવી રીતે વેપાર કરવો જોઇએ તે જાનસ્ટોન, હે અને બોલ્ટ સાહેબની કૃપાથી પૂર્ણિયાના રેવાસીઓ સારી પેઠે શીખવા લાગ્યા, ને હમણાના દેશીઓને ગમે તો શિખે.

આગળ કહી ગયા છિયે કે રામાનંદ ગોસ્વામીની પૂર્ણિયા અને માલદહ જીલ્લામાં ધર્મીદા મળેલી જમીન હતી. રામાનંદની ધર્માદા મળેલી જમીનની રૈયત ઘણી ખરી વેપારી અને ધંધાદારી માણસોની હતી. રામાનંદ ઘણો પ્રજાવત્સલ જમીનદાર હતો. અંગ્રેજ વેપારીઓના આવા જુલમથી કેવી રીતે પોતાની પ્રજાનું રક્ષણ થાય તેનો યત્ન કરવા લાગ્યો. તેણે માલદાહમાં ગ્રે સાહેબના કારભારી રામનાથદાસ અને પૂર્ણિયાના જાનસ્ટોન, હે અને બોલ્ટ સાહેબના ગુમાસ્તા રામચરણદાસને ઘણીક લાંચ આપીને વશીભૂત કર્યા તેથી તેઓ રામાનંદની પ્રજા ઉપર ઘણો જુલમ ગુજારતા નહોતા. આવી રીતે રામાનંદ પોતાની રૈયતને થોડો કાળ સુધી અંગ્રેજોના જુલમથી બચાવવાને સમર્થ થયો. પરંતુ રામાનંદની વીશ પચીશ ઘરની રૈયત સિવાય

પૂર્ણિયા અને માલદહના બીજા હજારો માણસો ગ્રે સાહેબ અને તેના કારભારી રામનાથ, અને જાનસ્ટોન, હે, બોલ્ટ અને તેઓનો ગુમાસ્તો રામચરણદાસના જુલમથી નખોદ વળવા લાગ્યું. કેટલાક મનુષ્યો જાતિથી ભ્રષ્ટ થયા છે તેની ગણતરી થઇ શકતી નથી.

રામાનંદનો પુત્ર પ્રેમાનંદ સ્વદેશના લોકોને આવી રીતના ભયાનક જુલમથી પીડાતા જોઇને સર્વદા અશ્રુજલ વિસર્જન કરતો. જેવી રીતે સહૃદયા, સદાચારિણી, શાંત સુશીલા માને પેટ તેણે જન્મ લીધો છે, તેથી પ્રેમાનંદનું હૃદય હાવા જુલમ જોવાને વિગલિત થાય તેમાં કઇ સંદેહ જણાતો નથી. ઇસ્ટ ઇંડિયા કંપનીની વેપારની કોઠીના માણસો આજે કોઇનું ઘર લુટે છે, કાલે એક વણકરની બાયડીની આબરૂ લુટે છે, આવો ભયાનક વ્યાપાર જોઇને પ્રેમાનંદે આ જુલમ રોકવાનો દૃઢ નિશ્ચય કર્યો. પરંતુ તેનો પિતા તેને વેપારી કોઠીના માણસોની સાથે વિવાદ કરવા દેતો ન હોતો. રામાનંદ કહેતો કે, "દીકરા, કંપનીના માણસો તો આપણી કોઈ રૈયત ઉપર જુલમ કરતા નથી. મેં ઘણીક સ્તુતિ અને સ્તવન કરીને ગ્રે સાહેબ અને રામનાથને વશીભૂત કર્યા છે. હમણાં બીજાને માટે તું તેઓની સાથે લઢાઈ કરવા જઇશ તો આપણે આપણા પગ ઉપર કુવાડો મારવા જેવું થશે."

પિતાની આ વાત સાંભળીને પ્રેમાનંદે કહ્યું, "આ સર્વ દેશવ્યાપિ જુલમને રોકવાનો યત્ન નહિં કર્યાથી આ જુલમ ધીરે ધીરે દાવાગ્નિની પેઠ પ્રજ્વલિત થઇને સર્વને ભસ્મ કરી નાખશે. આજે બીજા ઉપર જુલમ થાય છે, બે દિવસ પછી આપણા ઉપર પણ આવો જુલમ થશે. વિશેષમાં નિરપરાધિ જુલમમાં પીડાતા માણસોને જુલમગારના હાથથી નહિં છોડાવ્યાથી મનુષ્યના ધર્મની રક્ષા થતી નથી."

રામાનંદે કહ્યું, "આપણા ઉપર રામનાથ કે ગ્રે સાહેબ કદી જુલમ કરશે નહિં. મેં ઘણીક રીતે સાંત્વન સ્તુતિ કરીને તેઓને વશીભૂત કર્યા છે. હવે જો પારકાને માટે તું રામનાથની સાથે દુશ્મની કરે તો કાલે જ તેઓ આપણી ઉપર જુલમ કરવાની શરૂઆત કરશે. પારકાને માટે તું આપણું સત્યાનાશ વાળીશ નહિં."

પિતાની આ વાત સાંભળીને પ્રેમાનંદ સજળ નયનથી કહેવા લાગ્યો, "આ દેશના દરેક માણસની ફરજ છે કે તેઓએ પોતપોતાના પ્રાણ વિસર્જન કરીને પણ જુલમ થતો રોકવો. હમણાં આ જુલમના બીજને જડમૂળથી ઉખાડવાનો યત્ન નહિ કરવામાં આવે તો આ મોટો જુલમ ધીરે ધીરે વધશે, અને યુગયુગાંતર વ્યાપીને આ ભયંકર જુલમ જન સાધારણને કચડી નાંખશે. અંગ્રેજો પૈસાના ઘણા

લોભી છે તેથી દેશનું સર્વ ધન એઓ શોષણ કરશે, તેથીજ મેં ધાર્યું છે કે ફરી જ્યારે રામનાથ કોઇ વેપારીનું ઘર લુટવા જશે, ત્યારે હું આપણી કેટલીક લાકડીવાળી રૈયતને સાથે લઇ જઇને રામનાથને હાંકી મૂકીશ અને નિરાશ્રિત ગરીબનું એઓના આક્રમણથી રક્ષણ કરીશ."

રામાનંદ પુત્રની આ વાત સાંભળીને ચમકીને બોલ્યો, "દીકરા, તું ઘેલો થયો છે કે શું? કંપની બાહાદુરની સાથે શું લઢાઇ કરીશ?"

પ્રેમાનંદે કહ્યું, "કંપની બાહાદુરની સાથે એથી લઢાઇ થવાનો સંભવ નથી. એઓ અન્યાય કરીને લોકના ઉપર જુલમ કરે, તેઓને કદી એવો જુલમ કરવા દઇશ નહિ."

રામાનંદ કોઇ રીતે પુત્રની વાતમાં સંમત થયો નહિ. તે ઘણો ક્રોધાયમાન થઇને બોલ્યો, "બેટા! તારાથી મારી સઘળી સંપત્તિ, માન આબરૂની ધુળધાણી થશે તેથીજ તને આવી દુર્બુદ્ધિ ઉત્પન્ન થઈ છે. કંપનીના માણસોથી નવાબ જાફરઅલીખાંન પણ ડરીને ચાલે છે. તું હમણાં કંપનીના માણસોની સાથે ઝઘડો કરવા જઇશ નહિ, તું નિશ્ચય ગાંડો થયો છે. હું તને ઓરડામાં પૂરી રાખીશ."

પિતાથી આવી રીતે તિરસ્કાર થયાથી પ્રેમાનંદ થોડાક સંકોચથી બોલ્યો, "તમે મારા પિતા છો–મારી આગળ સાક્ષાત્ ઇશ્વર સ્વરૂપ છો–તમે મારા માથા ઉપર એકવાર લાત મારશો તો પણ હું પાછો તમારા પગ નીચે માથું નિચું કરી રાખીશ. કદીપણ હું તમને કંઈ દુર્વાક્ય કહીશ નહિ.–પરંતુ નિશ્ચય કહું છું કે **તમારા નસીબમાં ઘણાં કષ્ટ–ઘણાં દુઃખ લખેલાં** છે. કંપનીના માણસો નિરપરાધિ બંધુ બાંધવ વગરની સ્ત્રીઓના ધર્મ નષ્ટ કરે છે, તે સર્વ સ્ત્રીઓના અશ્રુજલથી દાવાગ્નિ ઉત્પન્ન થઇને આ દેશને ભસ્મીભૂત કરશે. તેઓનો રડવાનો અવાજ અને હાહાકાર શબ્દ સ્વદેશમાં પ્રત્યેક માણસને મદદ કરવાને બોલાવશે. જે માણસ એઓને મદદ આપશે નહિ તેઓ નિશ્ચય આ દેશમાં ફેલાયલા જુલમના દાવાગ્નિમાં બળી મરશે. **તમારૂં સદાવ્રત, તમારી અતિથિશાળા, તમારૂં દાન ધર્મ કદી તમને આ વિનાશના માર્ગમાંથી–આ જનમંડળના ફેલાયલેલા દાવાગ્નિમાંથી રક્ષા કરી શકશે નહિં. તમે જે આત્મરક્ષાનો માર્ગ સમજો છો તે વાસ્તવિક આત્મવિનાશનો માર્ગ છે.** તમે નરપિશાચ રામનાથને લાંચ આપીને તેમને ઉલટા જુલમ કરવામાં ઉત્સાહ આપો છો. ફરીથી કહું છું કે આ જુલમનો મૂળચ્છેદ કરવામાં હજી પણ યત્ન નહિ કર્યાથી યુગયુગાંતર ફેલાઇને આ જુલમનો સ્રોત પ્રવાહિત થશે."

જે માણસ ઘોર મોહાંધકારમાં પડેલો છે, ભોગાસક્તિથી જેને

એકીવારે આંધળો કરી મૂકયો છે, અજ્ઞાનતાને લીધે સારૂં કે નરસું શોધવાને સંપૂર્ણ શક્તિમાન્ નથી, હૃદયની ભાષા સ્વર્ગીય જ્યોતિની પેઠે છે, વીજળીના પ્રકાશની પેઠે છે, તે માણસના હૃદયને થોડી વાર સુધી ઉદ્યોતિત અને પ્રકાશિત કરી શકે છે. પ્રેમાનંદની વાત સાંભળીને રામાનંદ ગોસ્વામી આશ્ચર્ય થઈ ગયો. જાગેલા મનુષ્યની પેઠે અજાયબ થઇને પુત્રના મ્હોંની તરફ જોતો રહ્યો. એક પળને માટે તેના મનમાં આવ્યું કે પ્રેમાનંદ જે કહે છે તે સર્વ સાચું છે. તેથી થોડો કાળ સુધી નીચું માથું કરીને વિચાર કર્યા પછી બોલ્યો, "બેટા! તું ત્યારે શું કરવા ચહાય છે?"

પ્રેમાનંદ બોલ્યો, "આપણે કોઈ રીતે કંપની બાહાદુરની સાથે લઢાઈ કરી શકશું નહિં. કંપનીની કોઠીના સાહેબ અથવા તેના બંગાલી ગુમાસ્તા જ્યારે કોઈ ગરીબ માણુસની ઉપર જુલમ કરવાનો આરંભ કરે ત્યારે આપણા માણસો એકઠા કરીને આપણે તે ગરીબને એઓના જુલમથી બચાવિયે. બે ત્રણ વાર એવી રીતે જો કોઠીના ગુમાસ્તા અને સિપાઇઓને મારીને હાંકી મૂકશું તો પછી તેઓ જુલમ કરવાની હિમત કરશે નહિ. વિશેષતઃ તમે આ દેશના મોટા માણુસ છો. તમે જો આ રસ્તો પકડો તો દેશના બીજા માણુસો આવીને તમારી સાથે જોડાશે. દેશના સર્વ લોકોની ઇચ્છા છે કે, એઓની વેપારની કોઠીને ગંગામાં ડુબાવી દે."

એ સાંભળીને રામાનંદ બોલ્યો, "ત્યાર પછી જો કંપનીના સાહેબો કલકત્તાથી સિપાઇયો લાવીને લઢાઇ કરવાનો આરંભ કરે તો આપણે શું કરશું?"

પ્રેમાનંદે ઉત્તર આપ્યો. "હું ધારતો નથી કે, બંગાલી ગુમાસ્તા અને બે ત્રણ સિપાઇઓને માર્યાથી કલકત્તામાંથી સિપાઈ મંગાવીને લઢાઈ કરે પરંતુ ધારો કે તેમ જ થયું; તથાપિ આ જુલમને નહીં રોકયાથી આખા દેશમાં સર્વને હંમેશાં જુલમ શીસવો પડશે. હાલ જેવી રીતે ભયાનક જુલમ ગુજરે છે, તે આખા જન્મારા સુધી સહન કરવાના કરતા લઢાઇના મેદાનમાં આગળ પડવું સારૂં છે. હજી સુધી આપણા ઘરની સ્ત્રીઓનું અપમાન કર્યું નથી, તેથી તમે આ રસ્તો પકડવામાં અનિચ્છા પ્રકાશ કરો છો. પરંતુ ધારો કે આપણા ઘરની બાયડીઓને અપમાન કરવાને તૈયાર થાય તો શું તમે લઢાઈ કરવાને તૈયાર ન થશો?"

લઢાઇની વાત સાંભળીને રામાનંદ ઘણો દુઃખિત થયો. પ્રેમાનંદની આગળની વાત સાંભળીને તેનું મન થોડુંક બદલાયું હતું, તે ભાવ હવે સ્થાયી રહ્યો નહીં. તેથી રામાનંદ બોલ્યો, "બેટા! તું ઘેલો થયો છે કે શું! કંપનીની સાથે લઢાઈ. નવાબ સુરાજદઉલ્લાને એઓએ હરાવ્યો

છે. દીકરા તું એ સર્વ વિચાર છોડી નાંખ. આપણી રૈયત ઉપર તો હજી સુધી જુલમ ગુજરતો નથી. જ્યારે આપણી રૈયત ઉપર જુલમ થાય ત્યારે તારી મરજીમાં આવે તે કરજે."

તે સાંભળીને પ્રેમાનંદ ઊંડો નિશ્વાસ મૂકીને બોલ્યો, "આપણી રૈયત ઉપર કેવળ જુલમ કરશે કેમ? પાંચ સાત વર્ષની અંદર આ જુલમ આખા દેશમાં ફેલાશે. આજે પેલા વણકરો, તંબાકુના વેપારી, સોનાર વગેરેની સ્ત્રીઓના ઉપર જુલમ ગુજારે છે. પાંચ છ વર્ષ પછી તેના જેવો જુલમ આપણા ઘરની સ્ત્રીઓને સહન કરવો પડશે."

આટલી વાત કહીને પ્રેમાનંદ ત્યાંથી જતો રહ્યો. એના પછી બે ત્રણ દિવસ સુધી તેના પિતાની સાથે વાદાનુવાદ થયો. પરંતુ તે વાદાનુવાદનું છેવટનું ફળ એ થયું કે, રામાનંદ મનમાં આણવા લાગ્યો કે પ્રેમાનંદ સંસારનું કામકાજ કંઈ સમજી શકતો નથી. રામાનંદના સગાવહાલા મિત્રો વગેરે પ્રેમાનંદને ગાંડો સમજવા લાગ્યા.

* * * * *

પ્રેમાનંદની સ્ત્રી સત્યવતીની ઉમ્મર તે વેળાએ બાર વર્ષની હતી. તે પણ સ્વામીને ઘેલો સમજવા લાગી. તેથી પ્રેમાનંદે માલદહનું ઘર છોડીને કહાંને કહાં થોડો વખત જવું એવું સ્થિર કર્યું. ઘટતા ક્રમથી તેને માલદહ છોડવાનો જલદીથી લાગ મળ્યો. તેના પિતાએ તેને ધર્મમાં મળેલી જમીનનો કર વસુલ કરવાને માટે પૂર્ણિયામાં મોકલ્યો.

આગળ લખવામાં આવ્યું છે કે, એ વખતે જાનસ્ટોન, હે અને બોલ્ટ સાહેબ પૂર્ણિયામાં વેપાર કરતા હતા. મુડી નહિ હોય તો કેવી રીતે વેપાર કરવો જોઇયે તે વિષેની બંગાલિયોને શિક્ષણ આપવાના સદુદ્દેશની આ ત્રણ મહાત્માઓએ પૂર્ણિયામાં આદર્શ વેપારની પેઢી (MODEL FIRM) સ્થાપી હતી. એઓનો ગુમાસ્તો રામચરણદાસ પૂર્ણિયાના લોકોની પાસેથી ઉધાર માલ વેચાતો લેતો હતો. પરંતુ એ લોકોમાંથી કોઇપણ આદર્શ વેપારની પેઢી ઉપરથી માલની કીંમત પામતા ન હોતા. કીંમત નહિ આપિયે તો શું? મૃત્યુની પછી માનવ આત્મા અનંતકાલ વિચરણ કરશે. જાનસ્ટોન, હે અને બોલ્ટ સાહેબ ખ્રીસ્તી ધર્માવલંબી માણસો હતા. કદાચ તેઓ ધારતા હશે કે બંગાલિયોના હાથમાં રૂપિયા પડ્યાથી ખર્ચ કરી નાંખે, તેથી માલની કીંમતના સઘળા રૂપિયા એકદમ પરલોકમાં બેસીને આપશું! ત્યાં બંગાલી વેપારીઓને પોતપોતાના રૂપીઆ નકામા ખર્ચમાં વાપરવાનો લાગ મળશે નહીં. એઓ અંગ્રેજ મનુષ્યો હતા, એઓનો ઉપદેશ ઘણો સારો હોવો જોઇયે. આ સદુદ્દેશને લીધે જણાય છે કે એઓ કીંમત

આપતા નહીં હશે. બંગાલીયોનું મન કાળું છે, તેથી તેઓનો આ મહ-દુદ્દેશ કાળા બંગાલીઓ સમજી શકતા નહોતા!

પ્રેમાનંદે પૂર્ણિયામાં આવીને ત્યાંના બંગાલી અને હિંદુસ્થાની વેપારીઓની દુરવસ્થાની વાતો સાંભળી–એઓની દુઃખ બળતરા જોઇને તેનું હૃદય ઘણું વિગલિત થયું. જે વેપારી જાનસ્ટોન, હે અને બોલ્ટ સાહેબના ગુમાસ્તાને ઉધાર માલ આપવાને અસ્વીકાર કરે તેના ઘરમાં ગુમાસ્તા જઇને તેઓનો સર્વ માલ બળજોરીથી લઇને ચાલતા થાય. પ્રેમાનંદ પૂર્ણિયામાં આવ્યા પછી બે દિવસ પછી પૂર્ણિયાના સુબેદાર શેરઅલીખાંનને મળ્યો. પ્રેમાનંદ યુવાન હોવા છતાં તે ઘણો શાસ્ત્રજ્ઞ અને બુદ્ધિમાન્ હતો. ગવર્નર શેરઅલીખાંન બાહાદુર તેની સાથે વાત-ચીત કરીને ઘણો ખુશ થયો. શેરઅલીખાંન પોતે પણ જાનસ્ટોન, હે અને બોલ્ટ સાહેબના આ વેપારનો ઘણો વિરોધી હતો. પરંતુ એઓને પૂર્ણિયામાંથી હાંકી કાઢવાની સત્તા નહોતી, તેથી તે ચુપ રહ્યો હતો.

પ્રેમાનંદે શેરઅલીખાંનને કહ્યું "આપ નવાબ કાસીમઅલીને આ સર્વ જુલમના વિષે કાગળ લખો તો હું પોતે તે કાગળ લઇને મોંગી-રમાં જઇને નવાબ સાહેબને મળું."

શેરઅલીએ પ્રેમાનંદની વાતમાં સમત થઇને જાનસ્ટોન, હે અને બોલ્ટ સાહેબના ગુમાસ્તાના સઘળા જુલમની વાતો નવાબને કાગળમાં લખી. પ્રેમાનંદ શેરઅલીનો કાગળ લઇને મોંગીર ગયો, ને ત્યાં નવાબ કાસીમઅલીને મળ્યો. નવાબ કાસીમઅલીએ શેર અલીખાંનનો કાગળ વાંચીને તરત તેણે હુકમ મોકલ્યો કે પૂર્ણિયાની સર્વ રૈયતને ઘેર આવી રીતનો પરવાનો જારી કરવો કે અંગ્રેજોને ઉધાર કંઇ પણ માલ વેચાતો આપવો નહિ. જો નવાબ સાહેબનો આ પરવાનો અમાન્ય કરીને કોઇ માણુસ અંગ્રેજોને ઉધાર માલ વેચશે તો વેચેલો માલ નવાબ સરકારમાં જશે અને વેચનારને બીજો દંડ થશે તે જૂદો."

પૂર્ણિયામાં એ વખતે જાનસ્ટોન, હે અને બોલ્ટના સિવાય બીજા કોઇ અંગ્રેજ વ્યાપારી નહોતા, તેથી બોલ્ટ સાહેબ ઉપલા પરવાનાની વાત સાંભળીને ઘણો કોપાયમાન થઇને શેરઅલીને ધમકાવીને એક કાગળ* લખ્યો. ગવરનર બેરેલસ્ટ સાહેબના વિરૂદ્ધમાં, બોલ્ટ સાહેબનો આ બનાવ બન્યા પછી ૧૨ વર્ષે જ્યારે મુકરદમો થયો હતો, ત્યારે બોલ્ટ સાહેબનો લખેલો કાગળ લઇને ઘણી હીલચાલ થઇ હતી અને મિર કાસમે આવો પરવાનો જારી કર્યો હતો તેથી જાનસ્ટોન અને હે સાહેબે અંગ્રેજોની સાથે મિર કાસમને જલદીથી વિવાદ થાય તેવો

* અંગ્રેજી ૧૦ મી નોટ જુઓ.

યત્ન કર્યો હતો. પરંતુ તે સર્વ ઐતિહાસિક બનાવની સાથે આ કાદંબરીને કંઇ સંબંધ નથી, તેથી પ્રેમાનંદે એના પછી જે સર્વ કામ કર્યાં હતાં તેનું આ જગ્યાપર વર્ણન કરીશું.

ઉપર લખેલો પરવાનો જારી થયા કેડે જાનસ્ટોન, હે અને બોલ્ટ સાહેબની આદર્શ વ્હેપારની પેઢી પૂર્ણિયામાંથી ઉપડી ગઇ. પ્રેમાનંદે જોયું કે યત્ન કર્યાથી ઘણાક જુલમ રોકાઇ શકાશે. તેથી તે માલદહમાં પાછો આવીને રામનાથદાસની વિરૂદ્ધમાં ગવરનર વાન્સિટાર્ટની આગળ ફરિયાદ કરવાને માટે કલકત્તા જવાનો ઇરાદો કર્યો. પરંતુ તે માલદહમાં પાછો આવતાં જ મીર કાસમની સાથે અંગ્રેજોનો યુદ્ધારંભ થયો. એ વખતે કલકત્તામાં જવાથી કંઈ લાભ થનાર નથી એવું જાણીને પ્રેમાનંદ બે વર્ષ સુધી માલદહમાં રહ્યો. તેનાં સગાં વહાલાં હજી સુધી તેને ગાંડો સમજતાં હતાં, તેની સ્ત્રી સત્યવતી પણ તેનો કોઈ કોઇક વેળાએ થોડો તિરસ્કાર કરતી.

*   *   *   *   *

મીર કાસમને ગાદી ઉપરથી ઉઠાડ્યા પછી પાછો મીર જાફર ગાદી ઉપર બેઠા તે વેળાએ ઇસ્ટ ઇંડિયા કંપનીનો જુલમ સેંકડોગણો વધ્યો. બંગાલના વ્હેપારી ધંધાદારી અને બીજા લોકોને દુઃખની હદ રહી નહિ. પરન્તુ માલદહની વેપારીની કોઠીના ઉપરી ગ્રે સાહેબના ન્હાનાં પ્રકારનાં કુકર્મ કોર્ટ આફ ડિરેકટરની તીવ્ર નજરે પડવાથી તે જલદીથી વિલાયતમાં નાસી ગયો. ગ્રે સાહેબ બંગાલાના કુલાંગાર રામનાથનો એક મોટો મુરબ્બી હતો. તેથી ગ્રે સાહેબ વિલાયત ગયા પછી ઇ. સ. ૧૭૬૫માં પ્રેમાનંદે કલકત્તે જઇને રામનાથની વિરૂદ્ધમાં લાર્ડ કલાઇવની પાસે ફરિયાદ કરી. પરન્તુ સર્વ ફરિયાદીના ન્યાય કરવાની પહેલાં લાર્ડ કલાઇવ વિલાયત ગયો. તેની જગ્યાપર બેરેલસ્ટ બંગાલાનો ગવરનર થયો. બેરેલસ્ટની સાથે રામનાથને પહેલાંથી જ ટંટો થયો હતો. તેથી રામનાથની વિરૂદ્ધમાં ફરિયાદી થતાં જ બેરેલસ્ટે તેને અપરાધી ઠેરવી મુરશીદાબાદની જેલમાં મોકલ્યો.* રામનાથે વિવિધ પ્રકારના જુલમ ગુજારીને અને બીજા ખોટે માર્ગથી જે કંઇ રૂપિયા ઉત્પન્ન કર્યા હતા તેમાંનો ઘણોખરો હિસ્સો નવકૃષ્ણ મુનશીને લાંચ આપવામાં ગયો. આવી રીતે પાપાત્મા રામનાથ થોડા કાળમાં ધનથી–પ્રાણથી નાશ પામ્યો.

પ્રેમાનંદે મનમાં ધાર્યું કે હવે માલદહ અને પૂર્ણિયાનો જુલમ ધીરે ધીરે ઓછો થશે. પરન્તુ તેની તે આશા વ્યર્થ ગઇ. એકલો ગ્રે

* અંગ્રેજી ૧૧ મી નોટ જુઓ.

સાહેબ વિલાયત ગયો તો બીજા દશ ગ્રે આવ્યા, એક રામનાથ મરી ગયો અથવા જેલમાં ગયો તો બંગલાના વળી સેંકડો રામનાથ દિવસે દિવસ પ્રસવ થયા.

ઇસ્ટ ઇંડિયા કંપનીનો જુલમ ઓછો થવો તો એક બાજુએ રહ્યો, પણ આસ્તે આસ્તે વધવા લાગ્યો. વિશેષતઃ કંપનીને બંગાળ અને બિહારની દિવાનીનો કારભાર મળ્યા પછી અંગ્રેજોની સત્તા વધારે મજબુત થઇ. તે વખત તેઓના જુલમનો પ્રવાહ કોણ રોકી શકે?

પ્રેમાનંદ કલકત્તેથી માલદહમાં પાછો આવીને ચાર પાંચ વર્ષ પિતાના માલદહના ઘરમાં રહ્યો. તેને સર્વે ઘેલો સમજતા હતા. બીજા માણસોની વાત તો રહી પણ તેની સ્ત્રી સત્યવતી પણ તેના કામમાં અનુમોદન આપતી ન હોતી. પ્રેમાનંદે વિચાર કર્યો કે કોઇ રીતે હું મારી સ્ત્રીને મારા મતમાં લાવું. આ અભિપ્રાયથી ૧૭૬૮ થી ૧૭૭૦ ઇ. સ. સુધી માલદહમાં રહેતી વેળાએ સ્ત્રીની સાથે કોઇ કોઇ વેળાએ ઘણાક શાસ્ત્રાલાપ કરતો. સત્યવતી એ વખતે સ્વામીની પાસેથી ઘણીક શાસ્ત્રની વાત શીખી હતી.

ઇ. સ. ૧૭૭૦ ના વર્ષમાં બંગાલ દેશમાં મ્હોટો દુકાળ પડ્યો, તે વેળાએ પૂર્ણિયામાં સર્વથી પહેલાં દુકાળનો આરંભ થયો. રામાનંદ ગોસ્વામી ઘણો પ્રજાવત્સલ જમીનદાર હતો. તે પોતાના પુત્ર, પુત્રવધૂ, કન્યા અને જમાઇને સાથે લઇને પોતાની રૈયતનો પ્રાણ બચાવવાને માટે પૂર્ણિયામાં ગયો. પૂર્ણિયામાં ત્હેની જમીનદારીના વાડામાં કુટુંબને રહેવાનાં ગૃહાદિ હતાં. તેથી તે પોતાના જમીનદારીના વાડામાં આવીને રહેવા લાગ્યો. ત્હેની પાસે જે કંઇ રોકડા રૂપિયા હતા તે સર્વ દુકાળમાં પીડાતી રૈયતના જીવ બચાવવાને માટે ખર્ચ્યાં. વિશેષતઃ તે હમેશાં વિવિધ સદનુષ્ઠાનમાં ઘણો ખર્ચ કરતો હતો. કોઇ કોઇ વેળાએ હાથમાં પૈસા નહિ હોવાથી ત્હેના શિષ્યો મદદ આપતા. પરંતુ આ વર્ષે શિષ્યોને પણ મદદ કરવાનો ઘણો લાગ ન હોતો.

* * * * *

આ દુકાળ પડવાની બે વર્ષ પ્હેલાં રાજા દેવીસિંહે પૂર્ણિયામાંપનાં સઘળાં પરગણાં ઇજારે લીધાં હતાં. પૂર્ણિયાનો કર ઉઘરાવવાનો ભાર પણ દેવીસિંહના હાથમાં હતો. ઈ. સ. ૧૭૭૦ માં દુકાળ પડવાથી કોઈ જમીનદાર રૈયતની પાસેથી એક પૈસો કર લેવાને સમર્થ થયા ન હોતા. ઉલટો રૈયતનો જીવ બચાવવાને માટે દરેક જમીનદારને પોતપોતાના પ્રથમ એકઠા કરેલા ધનની મદદ કરવી પડી હતી. પરંતુ દેવીસિંહ ઇસ્ટ ઇંડિયા કંપનીનો જોઇતો કર જમા કરવાને માટે જમી-

નદાર તાલુકદારોને કચેરીમાં બોલાવીને કેદ રાખતો. જમીનદારોના હાથમાં મુદલે રૂપિયા તે ટાંણે નહોતા. માટી છતાં દેવીસિંહ તેઓની આગળથી રૂપિયા લઇ શકતો નહોતો. અંતે તેણે જમીનદાર તાલુકદારની સ્ત્રિયોને પણ પકડીને કચેરીમાં લાવવાનો હુકમ આપ્યો. દેવીસિંહના સિપાઇયો તે સ્ત્રિયોના શરીર ઉપરનો અલંકાર પણ કાઢવા લાગ્યા. કોઇ કોઈ જમીનદાર તાલુકદારને અપમાનિત કરવાને માટે તેના કુટુંબની સ્ત્રિયોને નાગી કચેરીમાં ઉભી રાખતો. તે ઉત્તમ હિંદુકુળની સ્ત્રિયો, જેમણે કદી ચંદ્ર સૂર્યનું મ્હોં જોયું નહોતું તેઓના ઉપર બંગ કુલાંગાર દેવીસિંહ ઇસ્ટ ઇંડિયા કંપનીનો આશ્રય પામીને આવા ભીષણ જુલમ ગુજારવા લાગ્યો.

રામાનંદ ગોસ્વામીની સર્વ જમીન દાન આપેલી, વગર કરની હતી. પરંતુ દેવીસિંહે રામાનંદની પાસેથી પણ કર અદા કરવાને કહ્યું. ઇસ્ટ ઇંડિયા કંપનીનો ગવરનર હેસ્ટિંગ્સ કોઇને કર વગર જમીન ભોગવવાનો અધિકાર છે એવું માનતો નહોતો. રામાનંદ દેવીસિંહના ભયથી રાજસાહીથી રાણી ભવાનીની પાસેથી ૫૦૦૦૦ પચાસ હજાર રૂપિયા કરજથી લઇને ગયો. ત્રણ વર્ષનો કર ચુકાવી આપ્યો. પરંતુ ઇ. સ. ૧૭૭૧ માં વળી દેવીસિંહે રામાનંદની પાસેથી એક વર્ષના કરનો દાવો કર્યો. હમણાં રામાનંદને એક રૂપિયો પણ આપવાની શક્તિ નહોતી. કેટલાક દિવસ પછી દેવીસિંહે રામાનંદને પકડવાને માટે તેની જમીનદારીના વાડામાં સિપાઇઓ મોકલ્યા. રામાનંદે હજી સુધી પોતાનું કુટુંબ પોતાની જમીનદારીના વાડામાં રાખ્યું હતું. દેવીસિંહના સિપાઇયો તેને પકડવા આવ્યા છે, તે સાંભળીને ભય અને ત્રાસથી તે એકીવારે મંદબુદ્ધિ થઈ ગયો. તે વેળાએ પ્રેમાનંદે તેને હિંમત આપીને કહ્યું "તમે કંઇ ડર રાખશો નહિ, હું જાઉં છું. તમે મારે માટે કંઈ ફિકર કરશો નહિ. પરંતુ અહિં એક ઘડી નહિ રહેતાં તમે બ્હેનને અને મારી સ્ત્રીને લઇને રંગપુરમાં કોઈ શિષ્યને ઘેર જઇને રહો."

પિતાને આવી રીતે શાંત કરીને પ્રેમાનંદ પોતે ઘરની બહાર નીકળ્યો. તેના આવવાની પહેલાં દેવીસિંહના સિપાઇયોએ તેના બનેવીને પકડ્યો હતો. પ્રેમાનંદ દેવીસિંહના સિપાઇયોને સંબોધન કરીને બોલ્યો "મારૂં નામ પ્રેમાનંદ ગોસ્વામી છે. હું પોતે હાજર થયો છું. હમણાં કચેરીમાં જઇને દેવીસિંહનું જે કંઇ નીકળતું હશે તે આપીશ. પરંતુ તમે મારા વૃદ્ધ પિતાને પકડવાનો યત્ન કરશો તો નિશ્ચય મારે હાથે પ્રાણ છોડશો. થોડીક વાર સબુર કરો, હું તમારી સાથે આવું છું.'

આટલી વાત કહીને પ્રેમાનંદ તરત ઘરમાં જઇને એક તીક્ષ્ણ

છૂરી કપડામાં વીંટાળી સાથે લઇને ઘરમાંથી નીકળ્યો અને સિપાઇયોની સાથે જવા લાગ્યો. તેણે મનમાં ને મનમાં સ્થિર કર્યું હતું કે તીક્ષ્ણ છુરીથી દેવીસિંહનો પ્રાણ વિનાશ કરીને જુલમીના હાથથી બંગાલા દેશને છોડવીશ !

* * * *

દેવીસિંહના સિપાઇએ પ્રેમાનંદ અને તેના બનેવી રાધાકૃષ્ણ અધિકારીને માલગોદામની કચેરીમાં રાજા દેવીસિંહની સામે લાવીને ઉભા કર્યા.

દેવીસિંહ તકીયાને અઢેલીને, એક ઉંચા પાટ ઉપર ગાદી બિછાવીને બેઠેલો છે. કારકુનો નીચે બિછાના ઉપર તેની જમણી બાજુએ બેસીને હિસાબ તૈયાર કરે છે. બહાર ત્રીશ ચાલીશ જમીનદારોને દેવીસિંહના સિપાઇઓ ઘણો માર મારે છે. તે મારથી કોઇનો હાથ ભાગી ગયો છે, કોઇના શરીર ઉપર જખમો જ્યાં ત્યાં પડેલા છે. કોઇ કોઇ જમીનદારને ઉઠવાની શક્તિ નથી, જમીન ઉપર બેશુદ્ધ અવસ્થામાં પડેલા છે; પરંતુ દેવીસિંહ હજી પણ તેઓને મારવાનો હુકમ આપે છે. હવે એક બે ફટકા માર્યાથી તેને આ સંસારમાંથી જવાની સંભાવના છે. પરંતુ પરમ પાપાત્મા દેવીસિંહના સિપાઇયો કેવો ભીષણ જુલમ ગુજારે છે ! મનુષ્ય શું કદી આવી રીતનો જુલમ કરી શકે ? જમીનદારના ઘરની સાત આઠ આબરુદાર સ્ત્રીઓને સિપાઇયો નાગી કરીને અપમાન કરે છે. સ્ત્રીઓએ હાથથી આંખ ઢાંકી છે. આંસુથી તેઓની અનાવૃત્ત છાતી ભીની થાય છે. જોત જોતામાં એઓમાંથી ચાર પાંચ સ્ત્રીઓ લજ્જાથી એકવારે બેશુદ્ધ થઇને મુએલા જેવી થઇ રહેલી છે.

આ ભયાનક દેખાવ જોતાં જ પ્રેમાનંદ ઉન્મત્તના જેવો થઇ પડ્યો. તે ઘરમાંથી મનમાં સ્થિર કરીને આવ્યો છે કે કરના રૂપિયા અને નજર કરવાના છળથી દેવીસિંહની પાસે જઇને તીક્ષ્ણ છુરી તેની છાતીમાં ભોકી દઇશ. પરંતુ સ્ત્રીઓની આ દુરવસ્થા જોઇને પ્રેમાનંદ હવે આત્મસંયમ કરી શક્યો નહિં. તેણે શરવિદ્ધ વાઘની પેઠે ગર્જના કરીને "નર પિશાચ—અબળા સ્ત્રીઓના ઉપર આ જુલમ—હમણાં તહારૂં ખુન કરીશ." આવી રીતની બુમ પાડીને કુદકો મારીને દેવીસિંહની પાસે જતાં જ પછવાડેથી અને સામેથી ચાર પાંચ માણસે તેને પકડી લીધો. તે વેળાએ તેનામાં હાથ હલાવવાની શક્તિ રહી નહિં. પરંતુ મ્હોએ તે વેળાએ દેવીસિંહને ગાળો વર્ષાવતો હતો. ઘણો ઉત્તેજિત થઇને તે કહેવા લાગ્યો—"નિર્લજ્જ નરાધમ ! જ્યારે લાગ મળશે ત્યારે નિશ્ચય હું તારો પ્રાણ લઇશ—આ તીક્ષ્ણ શસ્ત્ર હું તારે માટે લાવ્યો હતો."

ખુશી ખુશાલમાં દિવસ ગાળતા. પેલી બાજુએ દેવીસિંહ કૌન્સિલનો કર્તા હર્તા થઇને દેશને પાયમાલ કરવા લાગ્યો. કેટલાક વર્ષે પ્રાવિન્સિયલ કૌન્સિલની નિદ્રા દૂર થઇ. લાંચના ખાતાના સંબંધમાં દેવીસિંહની સાથે તેઓને ઝગડો થયો, તેથી તેઓ દેવીસિંહને કાઢી મુકવાની તજવીજ કરવા લાગ્યા.

દેવીસિંહે બીજો ઉપાય નહિ જોયાથી તે પાછો ગંગાગોવિંદને શરણે ગયો. ગંગાગોવિંદસિંહે દેવીસિંહને કેવી રીતે શાંતિ આપી તેનું વર્ણન બીજા પ્રકરણમાં કરવામાં આવ્યું છે. ગંગાગોવિંદથી આશાન્વિત થઇ દેવીસિંહ પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને માટે યત્ન કરવા લાગ્યો. જે સ્ત્રીને પકડીને ગંગાગોવિંદના હાથમાં આપવાને અંગીકાર કર્યો હતો, તેને ચારે તરફ શોધી કાઢવાને ગુપ્ત દૂતો મોકલ્યા.

દેવીસિંહના ગુપ્તચરોએ રંગપુરમાં જઇને સાંભળ્યું કે એક વૃદ્ધ બ્રાહ્મણે એક યુવતીને સાથે લઇને નાસીને રંગપુરના એક જમીનદારના ઘરમાં આશ્રય લીધો છે. નાસી જતી એક યુવતીએ અહિં આશ્રય લીધો છે, એ વાત સાંભળતાં જ તેઓએ મનમાં નિશ્ચય કર્યો કે તેઓ જે બ્રાહ્મણ કન્યા શોધે છે તે જ આ યુવતી હોવી જોઇયે. આવું સ્થિર કરીને બલજોરીથી તે સ્ત્રીને પકડીને દેવીસિંહની પાસે લઇ જવાનો લાગ જોવા લાગ્યા. પરંતુ આ રમણી રામાનંદ ગોસ્વામીની પુત્રવધૂ હતી. રામાનંદ દેવીસિંહના ગુપ્તચરોની આ સર્વ દુરભિસંધિ જાણીને રગપુરમાંથી પુત્રવધૂને લઇને દિનાજપુરના જંગલમાં નાસી ગયો. પુત્રવધૂની પાસે દેવીસિંહની ઉપલી દુરભિસંધિ કંઇ જ કહી નહિ. તેણે મનમાં ને મનમાં આ શંકા કરી હતી કે પુત્રવધૂ આ સર્વ વાત સાંભળશે તો નિશ્ચય આત્મહત્યા કરીને ધર્મ રક્ષાનો યત્ન કરશે.

ઇસવીસન ૧૭૭૮ માં રામાનંદ રંગપુરને છોડીને જંગલે જંગલે ફરવા લાગ્યો. કેટલાક મહીના સુધી આવી રીતે ગુજાર્યાં, ત્યાર પછી દિનાજપુર માંહેલા પ્રાણનગરના જંગલની ઉત્તર બાજુ ઉપરના એક જંગલથી ઘેરાયલી જગ્યા ઉપર ત્રણ ઝુંપડી તૈયાર કરીને ત્રણ વર્ષ સૂધી ત્યાં રહ્યો. અહિં તેઓનું પેટ ભરવાને માટે ભિક્ષા સિવાય બીજો કોઇ ઉપાય નહોતો. તેથી વૈરાગીનો વેશ ધારણ કરીને ભિક્ષા વૃત્તિ અવલંબન કરી. પ્રાયઃ ત્રણ વર્ષ ત્યાં જ નિર્વિઘ્નથી ગાળ્યાં. પરંતુ દિનાજપુરના રાજાના મૃત્યુ પછી ઇસ્વી સન ૧૭૮૧ માં દેવીસિંહ રંગ-[illegible] અને દિનાજપુરના કલેકટર ગુડલ્યાર્ડનો કારભારી થઇને દિનાજપુરમાં [illegible], તે વેળાએ દેવીસિંહના સિપાઇયોએ નાસી ગયલી રૈયતની શોધ [illegible] દિનાજપુરના ઉત્તર તરફ આવીને સાંભળ્યું કે, રામાનંદ ગોસ્વામી

નામનો એક જમીનદાર આની પાસેના જંગલમાં રહે છે. તેઓ રામાનંદને પકડવાની કોશેશ કરવા લાગ્યા. પછી કેવી રીતે રામાનંદ પોતે પકડાયો, અને તેની પુત્રવધૂએ, એક વૃદ્ધ દાસી અને બે વિશ્વાસુ નોકરને લઇને નાસીને પોતાની આત્મરક્ષા કરી છે તેનું આગલા પ્રકરણમાં વર્ણન કરવામાં આવ્યું છે.

## પ્રકરણ ૭ મું

## કલકત્તામાં વસુલાત કમિટીની સ્થાપના

દેવીસિંહ કેવી રીતે દિનાજપુર અને રંગપુરના કલેકટર ગુડલ્યાડનો કારભારી થયો હતો તે ટૂંકામાં વર્ણન કર્યાથી વાંચનાર આ કાદંબરીના લખેલા પછીના બનાવ ઉત્તમ રીતે જાણવાને સમર્થ થશે નહિ.

આગળ લખવામાં આવ્યું છે કે, હિંદુસ્થાનના ગવર્નર જનરલ વારન હેસ્ટિંગ્સે પાંચ સાલનો બંદોબસ્ત પૂરો થયા પછી કલકત્તા, મુરશિદાબાદ, વર્દ્ધમાન, પટના, દિનાજપુર અને ઢાકા આ ૭ પ્રદેશનો કર ઉઘરાવવાની પ્રોવિન્સિયલ કૌન્સિલ કાઢી નાખીને તેને બદલે કેવળ કલકત્તામાં એક વસુલાત કમિટી સ્થાપિત કરવાનો અભિપ્રાય જણાવ્યો; પરંતુ ગવર્નર જનરલની કૌન્સિલમાં તે અને બારવેલ એ બન્ને એક તરફના હતા. બીજા બે મેમ્બર તેના વિરૂદ્ધ પક્ષના હતા. કૌન્સિલમાં વિપક્ષદલ ઘણું કરીને કોઇ પણ સૂચનાને અનુમોદન આપતું નહોતું, વળી કોર્ટ આફ ડિરેકટરે પણ તેનો તા૰ ૪ જુલાઇ સને ૧૭૭૭ નો પત્ર અગ્રાહ્ય કર્યો હતો;* અને હેસ્ટિંગ્સ હમણાં કંઇક ચુપ રહ્યો.

પરંતુ જ્યારે બિહારના કલ્યાણસિંહે બિહારની સર્વ જમીનનો બંદોબસ્ત લેવાનો ઉમેદવાર થઇને ગંગા ગોવિંદસિંહના દ્વારે હેસ્ટિંગ્સને ચાર લાખ રૂપિયા લાંચ આપવાની સૂચના કરી, અને ત્યાર પછી વળી જ્યારે ઇસ્વી સન ૧૭૮૦ ના જુલાઇ મહીનામાં દિનાજપુરના રાજાનું મૃત્યુ થયું, અને દિનાજપુરના રાજવહીવટના જૂદા જૂદા પક્ષથી લાંચ આપવાની સૂચના આવવા લાગી, ત્યારે હેસ્ટિંગ્સ લોભ કબજે કરી શકયો નહિ. સઘળો બંદોબસ્તનો ભાર પોતાના હાથમાં લાવવાને માટે દઢ નિશ્ચય કર્યો. પરંતુ કેવા ઉપાય અને કેવી રીતિથી બંદોબસ્તનો ભાર પોતાના હાથમાં લાવ્યાથી ભવિષ્યમાં પોતાની કોઇ દુરભિસંધિ પ્રકાશીત નહિ થાય તેનો વિચાર કરવા લાગ્યો. પ્રોવિન્સિયલ કૌન્સિલને કાઢી નાખ્યાથી ગવર્નર જનરલની કૌન્સિલના હાથમાં અર્થાત્ તેની પો-

* અંગ્રેજી ૪ થી નોટ જોવી.

ખુશી ખુશાલમાં દિવસ ગાળતા. પેલી બાજુએ દેવીસિંહ કૌન્સિલનો કર્તા હર્તા થઇને દેશને પાયમાલ કરવા લાગ્યો. કેટલાક વર્ષે પ્રાવિન્સિયલ કૌન્સિલની નિદ્રા દૂર થઇ. લાંચના ખાતાના સંબંધમાં દેવીસિંહની સાથે તેઓને ઝગડો થયો, તેથી તેઓ દેવીસિંહને કાઢી મુકવાની તજવીજ કરવા લાગ્યા.

દેવીસિંહે બીજો ઉપાય નહિ જોયાથી તે પાછો ગંગાગોવિંદને શરણે ગયો. ગંગાગોવિંદસિંહે દેવીસિંહને કેવી રીતે શાંતિ આપી તેનું વર્ણન બીજા પ્રકરણમાં કરવામાં આવ્યું છે. ગંગાગોવિંદથી આશાન્વિત થઇ દેવીસિંહ પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને માટે યત્ન કરવા લાગ્યો. જે સ્ત્રીને પકડીને ગંગાગોવિંદના હાથમાં આપવાને અંગીકાર કર્યો હતો, તેને ચારે તરફ શોધી કાઢવાને ગુપ્ત દૂતો મોકલ્યા.

દેવીસિંહના ગુપ્તચરોએ રંગપુરમાં જઇને સાંભળ્યું કે એક વૃદ્ધ બ્રાહ્મણે એક યુવતીને સાથે લઇને નાસીને રંગપુરના એક જમીનદારના ઘરમાં આશ્રય લીધો છે. નાસી જતી એક યુવતીએ અહિં આશ્રય લીધો છે, એ વાત સાંભળતાં જ તેઓએ મનમાં નિશ્ચય કર્યો કે તેઓ જે બ્રાહ્મણ કન્યા શોધે છે તે જ આ યુવતી હોવી જોઇયે. આવું સ્થિર કરીને બલજોરીથી તે સ્ત્રીને પકડીને દેવીસિંહની પાસે લઇ જવાનો લાગ જોવા લાગ્યા. પરંતુ આ રમણી રામાનંદ ગોસ્વામીની પુત્રવધૂ હતી. રામાનંદ દેવીસિંહના ગુપ્તચરોની આ સર્વ દુરભિસંધિ જાણીને રંગપુરમાંથી પુત્રવધૂને લઇને દિનાજપુરના જંગલમાં નાસી ગયો. પુત્રવધૂની પાસે દેવીસિંહની ઉપલી દુરભિસંધિ કંઇ જ કહી નહિ. તેણે મનમાં ને મનમાં આ શંકા કરી હતી કે પુત્રવધૂ આ સર્વ વાત સાંભળશે તો નિશ્ચય આત્મહત્યા કરીને ધર્મ રક્ષાનો યત્ન કરશે.

ઇસવીસન ૧૭૭૮ માં રામાનંદ રંગપુરને છોડીને જંગલે જંગલે ફરવા લાગ્યો. કેટલાક મહીના સુધી આવી રીતે ગુજાર્યો, ત્યાર પછી દિનાજપુર માંહેલા પ્રાણનગરના જંગલની ઉત્તર બાજુ ઉપરના એક જંગલથી ઘેરાયલી જગ્યા ઉપર ત્રણ ઝુંપડી તૈયાર કરીને ત્રણ વર્ષ સુધી ત્યાં રહ્યો. અહિ તેઓનું પેટ ભરવાને માટે ભિક્ષા સિવાય બીજો કોઇ ઉપાય નહોતો. તેથી વૈરાગીનો વેશ ધારણ કરીને ભિક્ષા વૃત્તિ અવલંબન કરી. પ્રાયઃ ત્રણ વર્ષ ત્યાં જ નિર્વિઘ્નથી ગાળ્યાં. પરંતુ દિનાજપુરના રાજાના મૃત્યુ પછી ઇસ્વી સન ૧૭૮૧ માં દેવીસિંહ રંગપુર અને દિનાજપુરના કલેકટર ગુડલ્યાર્ડનો કારભારી થઇને દિનાજપુરમાં આવ્યો, તે વેળાએ દેવીસિંહના સિપાઇયોએ નાસી ગયલી રૈયતની શોધ કરતાં દિનાજપુરના ઉત્તર તરફ આવીને સાંભળ્યું કે, રામાનંદ ગોસ્વામી

નામનો એક જમીનદાર આની પાસેના જંગલમાં રહે છે. તેઓ રામા-નંદને પકડવાની કોશેશ કરવા લાગ્યા. પછી કેવી રીતે રામાનંદ પોતે પકડાયો, અને તેની પુત્રવધૂએ, એક વૃદ્ધ દાસી અને બે વિશ્વાસુ નોકરને લઇને નાસીને પોતાની આત્મરક્ષા કરી છે તેનું આગલા પ્રક-રણમાં વર્ણન કરવામાં આવ્યું છે.

# પ્રકરણ ૭ મું

## કલકત્તામાં વસુલાત કમિટીની સ્થાપના

દેવીસિહ કેવી રીતે દિનાજપુર અને રંગપુરના કલેકટર ગુડલ્યાડનો કારભારી થયો હતો તે ટૂંકામાં વર્ણન કર્યાથી વાંચનાર આ કાદંબરીના લખેલા પછીના બનાવ ઉત્તમ રીતે જાણવાને સમર્થ થશે નહિ.

આગળ લખવામાં આવ્યું છે કે, હિંદુસ્થાનના ગવર્નર જનરલ વારન હેસ્ટિંગ્સે પાંચ સાલનો બંદોબસ્ત પૂરો થયા પછી કલકત્તા, મુરશિદાબાદ, વર્દ્ધમાન, પટના, દિનાજપુર અને ઢાકા આ ૭ પ્રદેશનો કર ઉઘરાવવાની પ્રાવિન્સિયલ કૌન્સિલ કાઢી નાખીને તેને બદલે કેવળ કલકત્તામાં એક વસુલાત કમિટી સ્થાપિત કરવાનો અભિપ્રાય જણાવ્યો; પરંતુ ગવર્નર જનરલની કૌન્સિલમાં તે અને બારવેલ એ બન્ને એક તરફના હતા. બીજા બે મેમ્બર તેના વિરૂદ્ધ પક્ષના હતા. કૌન્સિલમાં વિપક્ષદલ ઘણું કરીને કોઇ પણ સૂચનાને અનુમોદન આપતું નહોતું, વળી કોર્ટ આફ ડિરેકટરે પણ તેનો તા૦ ૪ જુલાઇ સને ૧૭૭૭ નો પત્ર અગ્રાહ્ય કર્યો હતો;* અને હેસ્ટિંગ્સ હમણાં કંઇક ચુપ રહ્યો.

પરંતુ જ્યારે બિહારના કલ્યાણસિંહે બિહારની સર્વ જમીનનો બંદોબસ્ત લેવાનો ઉમેદવાર થઇને ગંગા ગોવિંદસિંહના દ્વારે હેસ્ટિંગ્સને ચાર લાખ રૂપિયા લાંચ આપવાની સૂચના કરી, અને ત્યાર પછી વળી જ્યારે ઇસ્વી સન ૧૭૮૦ ના જુલાઇ મહીનામાં દિનાજપુરના રાજાનું મૃત્યુ થયું, અને દિનાજપુરના રાજવહીવટના જૂદા જૂદા પક્ષથી લાંચ આપવાની સૂચના આવવા લાગી, ત્યારે હેસ્ટિંગ્સ લોભ કબજે કરી શક્યો નહિ. સઘળો બંદોબસ્તનો ભાર પોતાના હાથમાં લાવવાને માટે દૃઢ નિશ્ચય કર્યો. પરંતુ કેવા ઉપાય અને કેવી રીતિથી બંદોબસ્તનો ભાર પોતાના હાથમાં લાવ્યાથી ભવિષ્યમાં પોતાની કોઇ દુરભિસંધિ પ્રકા-શીત નહિં થાય તેનો વિચાર કરવા લાગ્યો. પ્રાવિન્સિયલ કૌન્સિલને કાઢી નાખ્યાથી ગવર્નર જનરલની કૌન્સિલના હાથમાં અર્થાત્ તેની પો-

* અપેંડીક્ષ ૪ થી નોટ જોવી.

તાની કૌન્સિલના હાથમાં સર્વ સત્તા રાખ્યાથી પણ ઘણીક વિપદની આશંકા છે. તે સારી પેઠે સમઝતો હતો ને જાણતો હતો કે તેની વિરૂદ્ધની ટોળી તેના કામમાં હરકત નાંખશે. કૌન્સિલના કામકાજના વર્ણનના પુસ્તકમાં તેની વિરૂદ્ધમત લખવામાં આવે તો કોર્ટ આફ ડિરેક્ટર તે જુએ તો તેની દુરભિસંધિ સમજી શકે. અદ્યાપિ તે કૌન્સિલનો સભાપતિ હતો તેથી સરખા મતભેદની જગ્યાપર તેના મતને અનુસરીને કામ થતાં, તથાપિ કોર્ટ આફ ડિરેક્ટર આગળ ઘણાક બનાવોના મામલામાં તેની વિરૂદ્ધની લખેલી સૂચના વાંચીને તેની દુરભિસંધિ સર્વ સમઝી શકતા. વર્દ્ધમાનની રાણી અને રાજસાહીની મહારાણી ભવાનીના ઉપર તેણે અને બારવેલે જે અન્યાય વ્યવહાર કર્યો હતો, તે કોર્ટ આફ ડિરેક્ટર તેના વિરૂદ્ધનાં લખાણ વાંચીને સમઝી હતી.* હેસ્ટિંગ્સે હાલ સર્વ વિચારો મનમાં લાવીને સ્થિર કર્યું કે પ્રાવિન્સિયલ કૌન્સિલ કાઢી નાખવી. પરંતુ તેના બંદોબસ્તનો ભાર પોતાના હાથમાં અથવા ગવર્નર જનરલની કૌન્સિલના હાથમાં રાખવો નહિ, પરંતુ તે સર્વ બંદોબસ્તનો ભાર ગંગાગોવિદસિંહના હાથમાં આવે તેવો કંઇ ઉપાય કરવો જોઇયે. એ ઉદ્દેશ પાર પાડવાને માટે પ્રથમ સ્થાપેલી છ પ્રાવિન્સિયલ કૌન્સિલ કાઢી નાંખીને તેને બદલે કેવળ કલકત્તામાં એક કમિટી આફ રેવિન્યુ (Committee of Revenue) સ્થાપિ કેટલાક જુવાન અંગ્રેજોને આ કમિટી આફ રેવિન્યુના મેમ્બર કર્યા. ગંગાગોવિદસિંહને કમિટીનો કારભારી કર્યો. કર ઉઘરાવવાના બંદોબસ્ત સંબંધી સર્વ સત્તા એકંદર રીતે તેના હાથમાં સોપવામાં આવી. કમિટી આફ રેવિન્યુના આ જુવાન અંગ્રેજ મેંબરો આ દેશના આચાર વ્યવહાર કંઇ જાણતા નહોતા. ગંગાગોવિદસિંહ સઘળું કામ પોતાની ઇચ્છાનુસારે કરતો હતો. કમિટીના મેમ્બરોના ઉપર ફક્ત સહી કરવાનો ભાર રહ્યો.

ઇસવીસન ૧૭૮૧ માં કમિટી આફ રેવિન્યુ સ્થાપિત થઇ એ સમયથી લાર્ડ કાર્નવાલિસના આવવા સુધી કર ઉઘરાવાના બંદોબસ્તના સબંધમાં ગંગાગોર્વિદસિંહ એક રીતનો ગવરનર જનરલ હતો. દેશના સર્વ જમીનદાર, તાલુકદાર, ગંગાગોવિદના હાથમાં હતા.

* * * *

ઇસવીસન ૧૭૮૦ માં દિનાજપુરના રાજાનું મરણ થયા પછી, તેના નાની ઉમરના દત્તક લીધેલા પુત્રને તેનો ખરો વારસ કરીને ગવર્નરે માન્યો હતો અને નાની ઉમરના બાળકની પાસેથી ચાર લાખ

---

* અંગ્રેજી ૭ મી નોટ જુઓ.

રૂપિયા નજરાણાના લઇને તેની પક્કી જમીનદારીનો તેની સાથે બંદોબસ્ત કર્યો હતો.

હેસ્ટિંગ્સ અને ગંગાગોવિંદે નાની ઉમ્મરના રાજાની સંપત્તિની રખવાળી કરવાનો ભાર ગુડલ્યાર્ડ અને દેવીસિંહના હાથમાં અર્પણ કર્યો હતો. આ વખતે દેવીસિંહ ગુડલ્યાર્ડનો કારભારી થઇને આવ્યો હતો. જણાય છે કે આ નાની ઉમરના રાજાની સઘળી જમીનદારી ગંગાગોવિંદ પોતે લઈ લે એટલા માટે તેણે દેવીસિંહના જેવા યોગ્ય માણસના હાથમાં તેને રાખવાનો ભાર સોંપ્યો. અને હેસ્ટિંગ્સને લાંચ સહેલાઇથી મળી શકે એટલા માટે ગુડલ્યાર્ડના જેવા યોગ્ય માણસને ઘણી સત્તા આપીને રંગપુર અને દિનાજપુરના કલેક્ટરનો હોદ્દો આપ્યો.

ગુડલ્યાર્ડ અને દેવીસિંહ બંને એક જ ખાશિયતવાળા હતા. ગુડલ્યાર્ડને વિલાયતનો દેવીસિંહ અને દેવીસિંહને દેશી ગુડલ્યાડ કહેવો એ કંઈ અન્યોક્તિ થનાર નથી.

આ બન્ને મહાત્માઓએ દિનાજપુરના રાજાના સ્ટેટના જુના નોકરોને રજા આપી, અને તે સર્વ વૃદ્ધ કર્મચારીઓના બદલે ઘણા ખરાબ ચરિત્રના કેટલાક જુવાનોને મુકરર કર્યા. ત્યાર પછી તેના રાજ્યનો ખર્ચ ઓછો કરવાને માટે દિનાજપુરની રાણીને મૃત રાજાની વેળાથી ધર્માનુષ્ઠાન અને વ્રતાદિનો ખર્ચ કરવાને માટે જે મહીને મહીને રૂપિયા મળતા તે પણ બંધ કરી નાંખ્યા.

રાજ્યના રૂપિયા કોઇ રીતે ખરાબ નહિ થાય તેને માટે રાણીનો બાપ અથવા ભાઇ તેને ત્યાં મળવા આવે તો તેઓને ખાવાને માટે આઠ પૈસાથી વધારે આપવામાં આવતા નહોતા. પરંતુ રાજ્યના મેનેજર ગુડલ્યાડનો કોઇ ભઠીયારો ફરંગી, દેશી રાજ્યમાં આવે તો રાજાના સન્માનની રક્ષાને માટે અને તેવા બીજા પરોણાના પ્રતિ સમાદર દેખાડવાને માટે રાજ્યમાંથી બ્રાંડિ અને સાંપેનમાં દરરોજ ત્રીશ ચાળીશ રૂપિયાના કરતાં પણ વધારે ખર્ચ થતો હતો.* આવી રીતે સુનિયમથી ગુડલ્યાર્ડ અને દેવીસિંહ દિનાજપુરના રાજાનો રક્ષણાવેક્ષણ કરવા લાગ્યા.

* * * *

કેટલાક દિવસ પછી દેવીસિંહે દિનાજપુરના રાજાની સઘળી જમીનદારી અને તેની સાથે રંગપુર અને એદ્રાકપુરની સઘળી જમીનનો એક મુસલમાનના છુપા નામથી પોતે ઇજારો લીધો. આ બંદોબસ્ત ખરાબ થયો નહોતો. કલેક્ટર ગુડલ્યાર્ડ પોતાના તાબેના બે જિલ્લાની સર્વ જમીનનો ઇજારદાર થયો હતો. ગુડલ્યાર્ડ સાહેબ આ સર્વ જોયાં છતાં

* અંગ્રેજી ૧૩ મી નોટ જુઓ

તે જોતો ન હોતો, સાંભળવા છતાં સાંભળતો નહોતો–તે ખ્રીસ્તી ધર્માવલંબી મનુષ્ય હતો. બાઇબલમાં સ્પષ્ટ ઉપદેશ આપ્યો છે કે (Resist No Evil) "જુલમને રોકશો નહિ;" તેથી ગુડલ્યાર્ડ કદી દેવીસિંહના કોઇ પણ જુલમને અથવા અન્યાયને રોકતો નહોતો. વળી દેવીસિંહને પણ એકીવારે ધર્માધર્મનું જ્ઞાન નહોતું, તે કોઇ રીતે કહી શકાતું નથી. એક બાજુએ જેમ પોતાના ઉપકારને માટે દિનાજપુરના રાજાની સર્વ જમીનદારી અને રંગપુર અને એદ્રાકપુરની સર્વ જમીનનો ઇજારો લીધો, ત્યાર પછી ગંગાગોવિંદસિંહનો પણ વિશેષ ઉપકાર કરવાના યત્ન કરવા લાગ્યો. દિનાજપુરના નાની ઉમ્મરના રાજા પાસથી કેટલોક ભાગ ગંગાગોવિંદને અપાવ્યો; કેમકે ગંગાગોવિંદની કૃપાથી તે ગુડલ્યાર્ડનો કારભારી થયો હતો. ગંગાગોવિંદના પ્રસાદથી જ તે દિનાજપુરના રાજાનો અભિભાવક નિયુક્ત થયો હતો, ગંગાગોવિંદની મદદથી તે નાની ઉમ્મરના રાજાની જમીનદારીનો ઇજારો લીધો હતો. હજી પણ તે ગંગાગોવિંદની કૃપાનો આકાંક્ષી છે તેથી કૃતજ્ઞતાના ચિન્હસ્વરૂપ દિનાજપુરના રાજાની જમીનદારીનો કેટલોક ભાગ છળથી, બળથી, કૌશલ્યથી ગંગાગોવિંદને અપાવ્યો હતો.

આવી રીતે સને ૧૭૮૧માં દેવીસિંહે રંગપુર, દિનાજપુર અને એદ્રેકપુરનો ઇજારો લઇને આ ત્રણ પ્રદેશોના જમીનદારોની પાસેથી વધારે કર લેવાની માંગણી કરી. ઇસવી સન ૧૭૭૦ ના દુકાળના સમયમાં બંગાળના એક તૃતીયાંશ ખેડુત મરી ગયા હતા. તેથી ઇસવી સન ૧૭૭૦ થી જમીનદારોની ઉપજ ઘણી જ થોડી થઇ ગઇ હતી. તે દુકાળના સમયથી જ તેઓના તાબેની ઘણી ખરી જમીન ખેડ્યા વિનાની પડી રહેલી હતી. તેના ઉપર વળી પાંચ સાલના બંદોબસ્તના સમયે જે જમીનદારોએ પૈત્રિક જમીનદારી છોડી નહોતી, તેઓને તે વેળાએ વારન હેસ્ટિંગ્સના જુલમથી ઘણો કર આપવાને માટે પોતપોતાની જમીનદારીનો બંદોબસ્ત કરવો પડ્યો હતો. આવી અવસ્થામાં જમીનદારોને ફરી મેહેસુલ વધારવાનો કંઇ ઉપાય જ નહોતો. જમીનદારોએ વધેલા કરની કબુલાત આપવાને અસ્વીકાર કર્યાથી દેવીસિંહે તેઓને પકડાવી મંગાવીને કેદમાં રાખ્યા. જમીનદારોએ તે વેળાએ પોતપોતાની જમીનદારી નહિ લેવાને માટે વિનંતિ કરી. પરંતુ આગલા વર્ષનો કર જે બાકી હતો તે નહિ આપ્યાથી કોઇ જમીનદારી નહિ રાખવા છતાં દેવીસિંહના હાથથી છુટતા નહોતા. તેથી જમીનદારોએ હાલ દેવીસિંહના કેદખાનામાંથી છુટવાને માટે વધેલો કર આપવાની કબુલાત આપી. કબુલાત આપ્યા પછી કેટલાક દિવસે દેવીસિંહના

તાબેના માણસોએ કર ઉઘરાવવાનો આરંભ કર્યો. તેઓની પાસેથી વિવિધ પ્રકારના હિસાબ અને કંપનીના રૂપિયાને હિસાબે નારાયણી રૂપિયાના ઉપર વટાવ વગેરે માંગ્યા. નિરાશ્રય જમીનદારો આટલા રૂપિયા આપવાને સમર્થ નહોતા. ત્યારે દેવીસિંહના માણસોએ જમીનદાર, તાલુકદાર અને ખેડુતને પકડી મારવાનું શરૂ કર્યું. તેઓને કેદખાનામાં પૂર્યા. દશ વર્ષની પ્હેલાં દેવીસિંહે જેવો પૂર્ણિયામાં જુલમ કર્યો હતો, તેવો જુલમ, તેવી નિષ્ઠુરતા, આ જુલમની આગળ કંઇ જ નહોતી. તેથી દેશના ઘણાક ખેડુતો પોતાની બાયડી છોકરાંને લઇને જંગલમાં નાસી ગયા. દેવીસિંહે વિચાર કર્યો કે આ સર્વ ખેડુતો પોતપોતાનાં ખેતરનું ધાન્ય સાથે લઇને નાસે છે, ત્યારે નાસી ગયલા ખેડુતોને શોધવાને માટે જંગલોજંગલે સિપાઇયોને મોકલવા લાગ્યો. તેઓમાંના સિપાઇયો જે દિનાજપુરના ઉત્તર પ્રદેશમાં ગયા હતા તેઓથી રામાનંદ ગોસ્વામી પકડાયો.

---

## પ્રકરણ ૮ મું

### કેદખાનું

દેવીસિંહના સિપાઇયો રામાનંદને પકડીને ખેડુતોએ કિયા જંગલમાં અનાજ છુપાડી રાખ્યું છે તે પૂછવા લાગ્યા. રામાનંદે ત્હેમના પ્રશ્નનો કંઇ ઉત્તર આપ્યો નહિ. તે ચુપ રહ્યો.

સિપાઇયો પોતાના પ્રશ્નનો કંઇ ઉત્તર નહિ મળ્યાથી ત્હેને બહુ મારવા લાગ્યા, પરંતુ ઘણો માર માર્યો તોપણ જ્યહારે રામાનંદ કંઇ બોલ્યો નહિ ત્યારે તેઓ હાથ બાંધીને દેવીસિંહની તહસિલ કચેરીમાં લઇ ગયા.

રામાનંદ ગોસ્વામીએ અનુમાન કર્યું હતું કે ત્હેની પુત્રવધૂને પકડવાને માટે દેવીસિંહે આ સિપાઇયોને મોકલ્યા છે, પરંતુ ખરી વાત તેમ નહોતી. નાસી ગયલી રૈયતે જંગલમાં પોતપોતાના ખેતરનું અનાજ છુપાવી રાખ્યું છે તે વિષેની શોધ કરવાને માટે સિપાઇયો દિનાજપુરની ઉત્તર તરફ આવ્યા હતા; પરંતુ અહિ આવીને તેઓએ સાંભળ્યું કે, રામાનંદ ગોસ્વામી છુપા વેશથી પ્રાણનગરના જંગલમાં રેહે છે. રામાનંદની દિનાજપુરમાં પણ પુષ્કળ વગર કરની ધર્માદા મળેલી જમીન હતી. પરંતુ હેસ્ટિંગ્સના જુલમથી બંગાલની સર્વ વગર કરની ધર્માદા મળેલી જમીનના ઉપર કર નાંખ્યો. હવે બંગાળામાં કોઇપણ વગર કરની જમીન ભોગવી શકતો નથી. દેવીસિંહના સીરસ્તાથી રામાનંદના નામે ઘણો કર બાકી લખેલો છે. સિપાઇયો રામાનંદનું નામ

સાંભળતાં જ ત્હેની શોધમાં પ્રવૃત્ત થયા. તેઓએ ધાર્યું કે વસુલાત નહિં આપવાના ઇરાદાથી રામાનંદ છુપા વેશથી જંગલમાં નાસી ગયો છે.

સિપાઇઓએ રામાનંદને પકડીને દેવીસિંહના કેદખાનામાં લાવીને બંદીવાન કર્યો. તે કેદખાનામાં જતાં જ તે જગ્યાપર ભીષણ અન્યાય જોઇને તરત મૂર્છિત થઇ ગયો.

એ કેદખાનું કેવી ભયંકર જગ્યા! ભીષણ જુલમ અહિં થતા હતા. માણુસ શું માણુસની ઉપર આવા જુલમ કદી કરી શકે છે! આ કેદખાનાના સજા આપનારાનાં હૃદય શું પાષાણ મંડિત છે? કેદખાનામાં હતભાગ્યોને જે દુઃખ ભોગવવું પડતું હતું, તેવું દુઃખ નરકમાં પણ પાપીને ભોગવવું પડતું નહિ હશે!

રડવાથી અને આર્ત્તનાદના અવાજથી આખું કેદખાનુ પરિપૂર્ણ હતું. ચારે બાજુથી "મરી ગયો" "બાપરે" "જીવ ગયો રે" આ ચીત્કારના શબ્દ સંભળાતા હતા. કોઈ જગ્યાપર સિપાઇઓ એક એક કેદીની હાથની આંગળીઓ એકઠી તાણીને બાંધ્યા પછી તેના ઉપર હથોડીથી લોખંડનો તાર બાંધે છે. ક્યાં ક્યાં તો ત્રણ ચાર આબરૂદાર જમીનદારનાં છોકરાંને દોરડાથી એકઠાં બાંધીને એકના પછી એક તેઓની પીઠ ઉપર નેતરોનો માર મારે છે. મારથી એઓની પીઠ ઉપરની ચામડી એકીવારે નીકળી પડે છે, પરંતુ તે ચામડી વગરની પીઠ ઉપર થોડી વાર પછી કાંટાવાળી બેલની ડાળીનો માર પડે છે.

નરમ બિછાનામાં જે જમીનદારોનાં છોકરાંને ઉંઘ આવતી નહોતી, તેઓની પીઠ ઉપર આજ સેંકડો કાંટા વિંધાયલા છે, આજે તમે લોખંડના સળિયાના મારથી તેઓની પીઠ બળે છે.

આ સર્વ જુલમથી પિડાતા જમીનદાર તાલુકદારની જે કંઈ થોડીક સ્થાવર સંપત્તિ હતી, તે પ્રથમથી જ લીલામ થઈ ગઈ છે, પરંતુ તેથી પણ તેઓના આપવાનો કર અપાયો નહિ. દેવાર્ચન, દાનધર્મ અને બીજો કુટુંબનો ખર્ચ નિભવવાને માટે જમીનદાર કે તાલુકદારની જે વગર કરની જમીન અથવા પોતાની ખુદની કંઈ મીલ્કત હતી તે પણ દેવીસિંહે લીલાઉ કરીને થોડી કીમતે પોતે ખરીદ કરી. બંગાલનો એક પણ માણુસ જમીન વેચાતી લેઇ શકતો નહોતો તેથી કોઈ કોઈ જમીનદારની હજાર રૂપિયાની કીમતની જમીન ખુદ દેવીસિંહ વગર નામથી પોતે એક રૂપિયાની કીમતે વેચાતી લેવા લાગ્યો.

કલેકટર ગુડલ્યાડ દેવીસિંહના આ સર્વ જુલમ અને પ્રપંચના વ્યવહાર કંઈ પણ સાંભળી શકતો નહોતો. જણાય છે કે તે ઉંઘની હાલતમાં હતો. તે આંધળો હતો, કે કોણ જાણે બહેરો પણ સાથે હતો. નહિ તો આ દેશવ્યાપિ જુલમ શું તેના કાનમાં પ્રવેશ નહિ થાત?

દેવીસિંહના કેદખાનામાં જમીનદાર તાલુકદારના સિવાય હજારો રૈયત કેદખાનાની અવસ્થામાં રહેલી હતી. મારથી આ સર્વ ખેડુતોમાં કોઇનો હાથ ભાંગી ગયો છે, કોઇનો પગ ભાંગી ગયો છે, કોઇની આંખ નાશ પામી છે, કોઇ કોઇ એકીવારે હાલી ચાલી શકતા નથી. અસંખ્ય ખેડુતો મારની યંત્રણા હવે સહન નહિ થઇ શકયાથી મૃત્યુને બોલાવે છે. "હાય, હાય, દુનિયામાં પરમેશ્વર નથી. દુનિયામાં ઈશ્વર નથી, રે મોત ક્યાં છે?" એવું બોલી બુમો પાડે છે.

દેવીસિંહના સિપાઇઓ આ નિરાશ્રિત હતભાગ્ય ખેડુતોના જે હાથ ભાંગે છે તે હાથે શું કદી પણ કોઇનું અનિષ્ટ કર્યું છે? આ દુર્બળ હાથનો પરિશ્રમ સર્વ બંગવાસીને અન્ન આપે છે. આ દુર્બળ હાથના પરિશ્રમના ફળના બદલે ઇસ્ટ ઇંડિયા કંપની ચીન દેશથી વિવિધ સુખાદ્ય વસ્તુ લાવે છે. ઇંગ્લંડના જન સાધારણ લોક પણ આ હાથના પરિશ્રમના ફળનો સર્વદા ભોગ કરે છે. આ નિરાશ્રય ખેડુતો હમેશાં પરિશ્રમ કરીને જે પરિણામથી ફળ મેળવે છે તેના શતાંશનો એકાંશ પણ તે પોતે ભોગવતા નથી.

ત્યારે વળી એઓના ઉપર આવો ઘોર જુલમ શા માટે? આ સવાલના ઉત્તરમાં હમે શું સાંભળીશું? ઇસ્ટ ઇંડિયા કંપનીને વધારે પૈસાની જરૂર છે. ખેડુતને સર્વસ્વ આપવું જોઇયે. ઇસ્ટ ઇંડિયા કંપનીને ધર્મનું શિક્ષણ આપવાને માટે ઘણા મોટા પગારના લાર્ડ બિશપ નિયુક્ત કરવા છે, કર ઉઘરાવવાને માટે ગુડલ્યાડના જેવો યોગ્ય કલેક્ટર અને દેવીસિંહના જેવા યોગ્ય કારભારી રાખવા છે. શાંતિરક્ષક અને ન્યાયાધીશ મુકરર કરવા છે, માટે ખેડુતોએ તેને સર્વસ્વ આપીને એનો ખર્ચ નહિ નીભાવ્યાથી દેશ શાસનનો ખર્ચ કેવી રીતે ચાલે? ખેડુત કેવળ હમેશાં મ્હેનત કરીને પૈસો એકઠો કરે છે, પરંતુ તેના શ્રમોત્પન્ન ફળથી તેઓનો પોતાનો તેમાં અધિકાર નથી.

સંસારમાં આ જો ન્યાયનો વિચાર થાય તો ચોરની શામાટે નિંદા કરિયે? ચોરને શા માટે શાપ આપિયે? જો ન્યાયાધીશ, શાંતિરક્ષક અને ધર્મ શીખવવાને માટે લાર્ડ બિશપ વગેરે મુકરર કરવાને માટે રૈયતને એકદમ પીલી નાંખવી હોય તો તે ન્યાયાધીશ, તે શાંતિરક્ષક, તે લાર્ડ બિશપ મુકરર નહિ કરતાં પ્રજાને ચોરના હાથમાં સુપરદ કરવી એ ઘણું જ સારૂં થાય.

વસ્તુતઃ આ સંસારમાં જ્યાં સુધી ન્યાયાધીશ, શાંતિરક્ષક અને ધર્મ શીખાડવાને માટે લાર્ડ બિશપની જરૂર રહેશે ત્યાં સુધી ખેડુતો ને નીચલી શ્રેણીના લોકોને નિશ્ચય આવો ક્લેશ સહન કરવો પડશે.

પરંતુ દેવીસિંહ ફક્ત ખેડુતોને મારીને જ ચુપ રહ્યો નહિ. તે કેદખાનામાં જમીનદાર, તાલુકદારની અને રૈયતના કુટુંબની સ્ત્રીઓને પણ લાવ્યો હતો.

કેદખાનામાં છોકરાંને છાતીએ લગાડીને મા રૂવે છે. દેવીસિંહના સિપાઈઓ તેની પીઠ ઉપર વારંવાર નેતરો મારે છે. આ સ્ત્રીયોપર દુષ્ટ રીતિથી જે સર્વ વિવિધ પ્રકારના કુત્સિત જુલમ થતા હતા, તે વિસ્તારથી લખ્યાથી પુસ્તક નિશ્ચય હાહાકાર ને અરેરેના ઉદ્ગારોથી પૂર્ણ થઇ જશે. વાંચનાર, લખનારને એક ઘણો કુત્સિત રૂચિનો માણસ સમજશે, પરંતુ ઐતિહાસિક કાદંબરીમાં આ સર્વ વિષય એકીવારે નહિ લખવો ઉચિત જણાતો નથી.

સેંકડો સ્ત્રિયો દેવીસિંહના કેદખાનામાં બેસીને રડે છે. એઓની ચીસ અને દુઃખના પોકારથી કેદખાનું ગાજી રહ્યું છે, કેદખાનાના સિપાઇયો કોઇ સ્ત્રીને વિવસ્ત્રાવસ્થામાં મારે છે; કોઇ સ્ત્રીને સ્વામીની સામે તેને નાગી કરીને તેનો ધર્મનાશ કરવાને માટે સિપાઇયો તત્પર થાય છે,* કોઇ સ્ત્રીના ખોળામાં રહેલા બાળકને મારવાનો આરંભ કરવાની પેહેલાં મા બાલકને બચાવવાના અભિપ્રાયથી હાથદ્વારા પોતાની છાતીમાં તેને છુપાડવાની કોશેશ કરે છે; અસંખ્ય નેતરના મારથી માના હાથમાંથી બાળક પડી જાય છે.

* * * *

વાંચનાર! ભીષણ અન્યાયના વિષયો લખતાં કલમ આગળ ચાલતી નથી; હૃદય કંપાયમાન થાય છે. પરંતુ એક પ્રશ્ન પૂછું છું કે પેલા બીઠુરવાળા નાના સાહેબ કરતાં પણ શું દેવીસિંહ વધારે નરાધમ નહોતો? નાનાસાહેબનું નામ સાંભળતાં જ લોકોને ધિક્કાર છુટે છે. પરંતુ દેવીસિંહનો આ સર્વ જુલમ જ્યારે પ્રકાશિત થયો, ત્યારે વારન હેસ્ટિંગ્સે, ગંગાગોવિંદસિંહ અને હેસ્ટિંગ્સના પક્ષના સઘળા અંગ્રેજ દેવીસિંહની રક્ષા કરવાને માટે પ્રાણુપણથી યત્ન કરતા હતા. એ તો જૂની ઇસ્ટ ઇંડિયા કંપનીનો સદ્વિચાર—એ તો તે વેળાના સુધરેલા અંગ્રેજોના સદાચરણ!

રંગપુર દિનાજપુરના જે લોકોના કુટુંબની સ્ત્રિઓને હજીસુધી દેવીસિંહના કેદખાનામાં લાવવામાં આવી નહોતી, તેઓ આ સર્વ જુલમની વાતો સાંભળીને પેહેલાં તો પોતપોતાની વિષય સંપત્તિ, પછી સંતાન સંતતિ પણ વેચીને, કર અદા કરવા લાગ્યા. પરંતુ દેશના સર્વ લોકો પોતપોતાનાં ઘર, વાડી, ગાય વેચવાને માટે આતુર હતા, પણ

* અંગ્રેજી ૧૪ મી નોટ જુઓ.

ખરીદ કરનાર કોઇ નહોતા તેથી જે ગાયની કીંમત વીશ પચીશ રૂપિયાથી ઓછી નહોતી તે એક રૂપિયે દોઢ રૂપિયે વેચાઇ! બજારમાં દશ મણુ અનાજ એક રૂપિયે વેચાયું!*

---

## પ્રકરણુ ૯ મું

## પ્રાણુનગરનું જંગલ

આગલા પ્રકરણોમાં લખવામાં આવ્યું છે કે, રામાનંદ ગોસ્વામી પકડાવાની પેહેલાં તેની પુત્રવધૂ સત્યવતી દેવી, બુઢી દાસી અને વિશ્વાસી બે પ્રજાને સાથે લઇને પ્રાણુનગરના જંગલમાં નાસી ગઇ. પ્રાણુનગરનું જંગલ જંગલી મારી ખાનારા જનાવરોથી ભરપૂર હતું. એ સર્વ મારી ખાનારા જનાવરના ભયથી દહાડે પણુ કોઇ જંગલમાં જવાની હિંમત કરતા નહોતા. પરંતુ ઇસ્ટ ઇંડિયા કંપનીના રાજ્યની વેળાએ બંગાળના દુર્બળ માણુસોને આ સર્વ મારી ખાનારા હિંસક જંતુના કરતાં પણુ કંપનીના સિપાઇઓ અને અંગ્રેજો વધારે ભયકર્તા હતા. તેથી કંપનીના લોકોના જુલમથી ધર્મ સાચવવાને માટે બંગાળની સ્ત્રી પરમસાધ્વી સત્યવતી દેવીએ પ્રાણુનગરના હિંસક જંતુઓના રેહેઠાણુમાં આશ્રય લીધો. તે વેળાએ માહ મહીનો હતો. દિનાજપુરની ઉત્તર તરફની ઘણી ટાઢ નિવારણુને માટે સત્યવતીની પાસે પેહેરેલાં લુગડાં સિવાય બીજું કંઇપણુ લુગડું નહોતું. રામાનંદ ગોસ્વામીની સ્ત્રી સુનીતિ દેવી અને સુનીતિદેવીના મૃત્યુ પછી તેની પુત્રવધૂ સત્યવતીદેવી દર વર્ષ શીયાળામાં કંગાલ ગરીબોને ગરમ કપડાં આપીને તેઓનું કષ્ટ નિવારણુ કરતી. ગરીબોને ગરમ કપડાં આપવાને માટે દર વર્ષ હજારો રૂપિયા ખર્ચ થતા. પરંતુ આજે ટાઢ રોકવાને માટે તેની પાસે એકપણુ કપડું નથી. રામાનંદના શિષ્યોમાંથી ઘણું કરીને દર વર્ષે શિયાળામાં તેને એક જોટો કાશ્મિરી સાલ મોકલતા હતા. ઘણીક સાલ જેના ઘરમાં હતી, તેની પુત્રવધૂ આજ એક કપડાની કંગાલિયતના વેશથી મારી ખાનારા હિંસક જંતુવાળા પ્રાણુનગરના જંગલમાં પ્રવેશ કરે છે. બંગ સમાજમાંના કોઇ માણુસને કંઇ પણુ દયા આવી નહિ કે તેને આશ્રય આપીને સ્ત્રીના ધર્મની રક્ષા કરે. ધિક્ છે બંગ સમાજ! ધિક્ છે બંગ દેશને! બંગાળ દેશ એકદમ રસાતળ જાત તો ઠીક હતું.

એક કપડું પેહેરેલી હાલતમાં સત્યવતીદેવી જંગલમાં બેસીને રાત્રિ ગાળે છે. ઓસનાં ટીપાંથી પેહેરેલું કપડું ભીનું થયું છે; આખા શરી-

---

* અંગ્રેજી ૧૫ મી નોટ જુઓ.

રમાં વહીને ઓસનાં ટીપાં પડે છે. પરંતુ હૃદયમાંનો પ્રેમ, ભક્તિ અને સ્નેહનો કેવો અપૂર્વ મહિમા છે! ભીંજાયલાં કપડાં પ્હેરેલી સત્યવતી પોતાનું સઘળું સંકટ, સઘળું દુઃખ ભૂલીને કેવળ સસરાની વિપદની ચિંતા કરે છે. તેને પોતાને કંઇપણ શરીરનું કષ્ટ જણાતું નથી. વૃદ્ધ સસરાના કષ્ટ–દુઃખના વિષય વિચાર કરતાં કરતાં પોતાના શરીરનું કષ્ટ એકી-વારે ભૂલી ગઈ છે. રાત વીતી અને સવાર થતાં જ સસરાનો ઉદ્ધાર કરવાનો કોઇ ઉપાય અવલંબન કરીશ એવો મનમાં ને મનમાં વિચાર કરે છે. પરંતુ દુઃખની રાત જલદી જતી નથી. સત્યવતી વિચાર કરે છે કે રાત જાય તો સસરાનો ઉદ્ધાર કરવાનો કોઇ ઉપાય અવલંબન કરીશ. તેથી અડધી રાતની પહેલાં તેના મનમાં આવ્યું કે, હવે અડધો કલાક સવાર પડતાં બાકી છે. પરંતુ કેટલા અડધા કલાકો ચાલ્યા ગયા, પણ આ દુઃખની રાત વીતી નહિ. તે વેળાએ તે ધીરજ રાખવાને સમર્થ થઇ નહિ. કેવા ઉપાયથી સસરાનો ઉદ્ધાર કરવો, તે વિષે રૂપા અને જગાની સાથે વાતચીત કરવા લાગી.

વાંચનારને જાણવા માટે હમે આ જગ્યાપર જગા અને રૂપાની ઓળખાણ આપિયે છિયે. એઓનો બાપ માધવદાસ રામાનંદ ગોસ્વામીના ઘરની પાસેની જમીનનો ખેડુત હતો. ન્હાની ઉમ્મરમાં એઓનાં માબાપ મરી ગયા પછી પરમ દયાવતી રામાનંદની સદ્ધર્મિણી સુનીતિદેવીએ અન્ન આપીને એઓનું પ્રતિપાલન કર્યું હતું. સુનીતિદેવી, એઓના બાપની ખેતીની જમીનપર બીજા માણસની પાસેથી ખેતી કરાવવામાં જે ખર્ચ થતું તે ખર્ચ ખેતીમાંથી પાકતાં અનાજ વેચીને બાદ કરીને જે કંઇ લાભ થતો તે આ બે નિરાશ્રય બાળકને માટે અનામત રાખતી. એઓ જ્યારે મ્હોટા થયા, ત્યારે સુનીતિએ એઓનાં ઘર બનાવવાને અને ખેતી કરવાને માટે બળદ લેવાને તે અનામત રૂપિયા આપ્યા હતા. રામનંદ ગોસ્વામીને એઓ બાપની પેઠે ભક્તિ સહિત માન આપતા હતા અને તેમના મંગળને માટે પ્રાણ આપવાને પણ કુંઠિત થતા નહોતા.

વસ્તુતઃ ઇસ્ટ ઇંડિયા કંપનીને કર વસુલ કરવાનો પટો મળવાની પહેલાં બંગાળના જમીનદારો પોતપોતાની રૈયતને છોકરાં જેવા સ્નેહથી પાળતા હતા. રૈયત પણ પોતપોતાના જમીનદારને પિતાની પેઠે ભક્તિ સહિત માન આપતી. પરંતુ ઇસ્ટ ઇંડિયા કંપનીને કર વસુલ કરવાનું મળ્યા પછી ધીરે ધીરે જમીનદારો ઉપરનો કર વધારવામાં આવ્યો. હજારો બ્રાહ્મણની વગર કરની બ્રહ્માર્પણ જમીન ઉપર કર નાંખવામાં આવ્યો ત્યારથી જમીનદારોએ બીજો ઉપાય નહિ જોયાથી ખેડુતો ઉપર કર વધારવા લાગ્યા અને તેથી રૈયત અને જમીનદારોમાં દુશ્મનીનો આરં-

થયો. ઇસ્ટ ઇંડિયા કંપનીના રાજ્યની શરૂઆતથી જેટલો જમીનનો કર વધવા લાગ્યો, તેટલો રૈયત અને જમીનદારોમાં દિવસે દિવસ વિદ્વેષાનલ પ્રજ્વલિત થતો ગયો.

મુસલમાનના અમલમાં કોઇ જમીનદારને કદી પોતાની રૈયતની વિરૂદ્ધમાં ફરિયાદ કરવી પડતી નહોતી અને રૈયત પણ પોતાના જમીનદારની વિરૂદ્ધમાં કદી ફરિયાદ કરતી હતી એવું સાંભળવામાં આવ્યું નથી. જમીનદારો રૈયતને કદી પોતાની જમીન ઉપરથી કાઢી મૂકતા નહોતા. પુષ્કળ સ્વેચ્છાચારી રાજા ટીપુ સુલતાનના રાજ્યની વેળાએ પણ મહીસૂર પ્રદેશમાં જમીનદારો રૈયતને તેની વસાવેલી જમીનમાંથી કાઢી મૂકવી એ ઘણું ધર્મ વિરૂદ્ધ કામ જાણતા હતા. રજપૂતાના પ્રદેશમાં દરેક રૈયત પોતપોતાની વસાવેલી જમીનને "બાપોતા" અર્થાત્ પૈત્રિક સંપત્તિ કહે છે.

* * * *

ઇસવી સન ૧૭૭૧ માં જે વખતે રામાનંદના પુત્ર પ્રેમાનંદને દેવીસિંહની પૂર્ણિયાની કચેરીમાં પકડીને લઇ ગયા હતા. તે વેળાએ રૂપા અને જગા માલદહમાં પોતાને ઘરે હતા. તેઓએ લોકોના મ્હોએથી રામાનંદ ગોસ્વામીની વિપદની વાત સાંભળી ને તરત બે ભાઇઓએ પોતપોતાની બાયડી છોકરાં પોતપોતાને સાસરે મોકલીને પૂર્ણિયામાં આવ્યા. પરંતુ પૂર્ણિયામાં આવવાની છ મહીના પહેલાં ત્યાંથી તેઓ બીજી કેટલીક વિશ્વાસુ રૈયતને સાથે લઇને રંગપુરમાં નાસી ગયા હતા. તે સર્વ રૈયતનાં ઘરો પૂર્ણિયામાં હતાં. રૂપા અને જગાએ પૂર્ણિયામાં આવીને તે સર્વ રૈયતના કુટુંબને મ્હોડેથી સાંભળ્યું કે રામાનંદ નાસીને રંગપુરમાં ગયો છે, ત્યારે એક પળની પણ વાર નહિ લગાડતાં એઓ રામાનંદની શોધ કરવાને નીકળ્યા. રંગપુરમાં ઘણીક શોધ કાઢ્યા પછી રામાનંદની સાથે ભેટ થઈ ત્યારથી એઓ રામાનંદની સાથે ને સાથે જ રેહેતા. દશ વર્ષમાં જગો ફક્ત ચાર પાંચવાર ઘરે જઇને પોતાની બાયડી છોકરાંને મળી આવ્યો હતો, અને રૂપો બે વારથી વધારે ઘેર ગયો નહોતો. એઓ બન્ને એક વેળાએ એકઠા ઘેર જતા નહોતા. રૂપો જ્યારે ઘેર જતો ત્યારે જગો રામાનંદની સાથે રેહેતો; ફરી જગો ઘેર જતો તો રૂપો રેહેતો. આવી રીતે જગા અને રૂપા રામાનંદના વિપદના ભાગીદાર થઇને તેમની સાથે ને સાથે જંગલે જંગલે ફરતા હતા. આજે એ બન્ને ભાઇ આ નિવિડ જંગલમાં રામાનંદની પુત્રવધૂની પાસે બેસીને કેવળ રડે છે. કોઇ કોઇવાર જંગલમાંથી વાઘની ગર્જ સાંભળીને

સત્યવતી ગભરાય છે. તે વેળાએ એ બંને ભાઇ લાકડી હાથમાં લઇને ધીરજ આપે છે.

થોડીકવારે સત્યવતી બોલી, "રૂપા, સસરાજીને છોડાવાની શી તદબીર કરીશું? આ વૃદ્ધ વયમાં તેમને મારશે તો નિશ્ચય તેમનું મરણ નીપજશે. તેમણે આટલું દાન ધર્મ કર્યું છે, શું પરમેશ્વરે તેમના નસીબમાં આવું મરણ લખ્યું છે?"

રૂપાએ કહ્યું, "મા! હમે તેમને વારંવાર કહ્યું કે તમે હમારી સાથે જંગલમાં ચાલો, પરંતુ તેઓ તેમાં રાજી થયા નહિ. તેઓએ કહ્યું કે મારા છોકરાની જેવી દશા થઇ છે, તેવી મારી થાઓ. છોકરાના શોકથી પિતાની બુદ્ધિ એકીવારે ગઇ છે."

સત્યવતી બોલી, "પરંતુ હવે તેમને કેવી રીતે છોડાવી શકિયે?"

જગાએ કહ્યું, "હમણાં જઇને છોડાવી શકિયે. સિપાઇ તો ઘણામાં ઘણા ચાર પાંચ હશે. હમે બે જણા બે લાકડી લઇ જઇને તે પાંચ જણાને મારી નાખીને તેમને છોડાવી શકીશું, પરંતુ તેઓ તેમ કરવાને ના કહે તો પછી શું કરવું?"

સત્યવતી બોલી, "તેઓએ ધાર્યું છે કે તે પોતે પકડાયા પછી બીજા કોઇ મને પકડવા આવશે નહિ એવું ધારીને મારી રક્ષા કરવાને માટે આ માર્ગ પકડ્યો છે."

રૂપાએ કહ્યું, "મા! આજ માર્ગ પકડવો સારો છે. દેવીસિંહના હાથથી છુટવું એ ઘણું મુશ્કેલ છે. સરકારે તમને કાશીમાં લઈ જવાને કહ્યું છે. હવે જેમ તમે કહો તેમ કરીયે, જ્યાં સુધી હમારો જીવ છે ત્યાં સુધી તમને કોઇ અડકી શકશે નહિ."

સત્યવતીએ કહ્યું, "સસરાજીને આવી રીતે ચોરોના હાથમાં રાખીને હું કાશી જવા ઇચ્છતી નથી. તેમને છોડાવવાને પ્રાણપણથી કોશીશ કરવી જોઇએ, તેમાં જો કોઇ મ્હારો ધર્મ નાશ કરવાને તૈયાર થાય તો હું તરત આપઘાત કરીને ધર્મની રક્ષા કરીશ."

રૂપાએ કહ્યું, "તેમને છોડાવવાની તમે શું તદબીર કરવા મ્હાઓ છો?"

સત્યવતી બોલી, "તેમને દેવીસિંહના સિપાઇઓ પકડીને નિશ્ચય દિનાજપુર લઇ જશે. આપણે તેઓની પછવાડે પછવાડે દિનાજપુર જઇએ. જો રસ્તામાં સિપાઇયો તેમને મારે તો તરત તેમને તે સર્વ દુષ્ટ સિપાઇયોના હાથમાંથી છોડાવીશું. તેમને મારશે આ વાત મનમાં આવ્યાથી મારી છાતી ફાટી જાય છે, અને જો સિપાઇઓ તેમને કંઇ કષ્ટ નહિ આપતાં દિનાજપુર લઈ જાય તો પછવાડે પછવાડે દિનાજપુર

સુધી જઇશું. ત્યાં તેમના ઘણા શિષ્ય છે તેઓ આ વિપદની વેળાએ તેમને છોડાવવાનો નિશ્ચય યત્ન કરશે."

જગાએ તે સાંભળીને કહ્યું, "મા ! આપણા દિનાજપુરના જેટલા જમીનદાર શિષ્ય હતા, તેઓ ઘણા ખરા સઘળા હાલ જેલમાં સડીને મરે છે; અને કેટલાક દેશ છોડીને જતા રહ્યા છે. શિષ્ય સેવકનો મને ઘણો ભરૂસો જણાતો નથી. સરકારને છીનવીને નહિ લાવ્યાથી બીજો છોડાવવાનો ઉપાય નથી. પછી જેવી તમારી ઇચ્છા હોય તેમ કરિયે."

એ સાંભળીને સત્યવતી બોલી, "તમે બે જણા છો, ને દેવીસિહના માણસો જો તમને પકડી લઇ જાય તો હું ઘણી વિપદમાં પડીશ. તેથી ઝગડો નહિ કરતાં બીજી રીતે છોડાવવાનો યત્ન કરવો જોઇયે."

રૂપાએ કહ્યું, "આપણે તેમની પછવાડે પછવાડે જઇશું તો શું વળનાર છે ? તેમને દિનાજપુરમાં લઇ જઇને કેદખાનામાં નાંખશે અને ત્યાં તેમને મારશે ત્યારે આપણે શું કરીશું ?"

સત્યવતી બોલી, "કેદખાનામાં જવાનો કંઇ ઉપાય નથી ?"

રૂપાએ કહ્યું, "જેલમાં જવા કોણ દેશે, ત્યાં હજારો સ્ત્રી પુરૂષને માર મારે છે."

એ સાંભળીને સત્યવતી બોલી, "ત્યારે હવે સસરાજીને છોડાવવાનો શો ઉપાય કરવો જોઇયે ?"

જગાએ કહ્યું, "અમે બાલ્યાવસ્થાથી તેમનો ભાત ખાઇને મોટા થયા છીએ. માટે હમારો જીવ આપીને તેમને છોડવી શકિયે તો હમણાં તેમ કરવાને તૈયાર છિયે."

એઓની એકમેકની વાતચીતથી રાત પુરી થઈ, સવારે જંગલમાંથી નીકળીને દિનાજપુર તરફ ચાલવા માંડ્યું.

## પ્રકરણ ૧૦ મું

### હરરામ

ઇસવી સન ૧૭૮૩ના જાનેવારી મહીનામાં દેવીસિહના સિપાઇયોએ રામાનંદ ગોસ્વામીને પકડ્યો હતો. સિપાઇયોએ તેને દેવીસિહની તહસીલ કચેરીના પાસેના કેદખાનામાં પૂર્યો. કેદખાનાનું નામ સાંભળીને વાંચનારા મનમાં લાવશે કે હાલમાં જેવી રીતની ગવર્મેંટની જેલ હોય છે તે રીતિનું દેવીસિહનું કેદખાનું હશે. પરંતુ હાલમાં ગવર્મેંટનાં જેલખાનાં જે રીતે બનાવેલાં છે તે રીતનાં કેદખાનાં આગળ કોઇપણ દેશમાં થતાં નહોતાં. આજ કાલ દરેક પોલીસ સ્ટેશનમાં પકડાયલા આશામીઓને રાખવાને માટે જેવી રીતે એક બે કોટડી હોય છે, તેવી રીતની

પ્રાચીન કાળમાં બંગાલના મોટા મોટા જમીનદારોની તહસિલ કચેરીમાં એક બે ઓરડી હતી. જમીનદારો કોઇ કોઇ વેળાએ કોઈ દુશ્ચરિત્ર રૈયતને ચોરી વગેરે અપરાધથી પકડાવીને એક બે દિવસને માટે ઉપલી કોટડીમાં પુરી મૂકતા. આવી રીતની ચારે બાજુએ દિવાલ વગરની ઓરડીઓને લોકો કેદખાનું કહેતા હતા. આજ કાલ અપરાધિયોને આખી ઉમ્મર સુધી કેદખાનામાં રાખવા પડે છે. તેથી ઘણો વખત સુધી રાખવાનાં ઉપયોગી કેદખાનાં બનાવવાં પડે છે. પરંતુ પ્રાચીન કાળમાં તેવા કેદખાનાની ઘણી જરૂર પડતી નહોતી.

દેવીસિંહની દિનાજપુરની કચેરીની સાથે જોડાયલા કેદખાનાની ચારે બાજુએ મોટી દીવાલ નહોતી. દિવાલ વગરના એક ઘરમાં જમીનદાર અને ખેડુતોને પકડી લાવીને તેમાં બંધ કરી રાખતા હતા. ઇસવી સન ૧૭૮૨ના પ્રારંભથી અસંખ્ય માણસોને પકડીને લાવતા હતા. ઘણા માણસોને લીધે એ ઘરમાં લોકો સમાતા નહોતા. કોઇક કોઇક વેળાએ ઘરની બહાર રાખીને મારતા હતા. રામાનંદ ઘરમાં જતાં જ બેશુદ્ધ થઈ ગયો. તેથી કેદખાનામાં ગયા પછી તેને ઘણો માર પડ્યો નહિ. તે કેદખાનામાં ગયા પછી ચાર પાંચ દિવસે કેવી રીતે કેદખાનાથી છુટયો તે આગલા પ્રકરણમાં વિસ્તારથી લખવામાં આવશે. દેવીસિંહના માણસોએ ઇસવી સન ૧૭૮૨ ની શરૂવાતથી ૧૭૮૩ સુધી રંગપુરની જમીનદાર પ્રજા અને ખેડુતો ઉપર જેવો જુલમ ગુજાર્યો હતો, તેનું કેવળ આ જગ્યાપર ટુંકામાં વર્ણન કરીએ છીએ.

દેવીસિંહને પ્રાયઃ સર્વદા દિનાજપુરમાં રેહેવું પડતું હતું, તેના હાથમાં વિવિધ કાર્યનો ભાર રહેલો હતો. તે કલેકટરનો કારભારી હતો. વળી દિનાજપુરના નહાની ઉમ્મરના રાજાના રક્ષકનો ભાર પણ તેના ઉપર પડ્યો હતો. તેથી વર્ષમાં એક બે વખત સિવાય રંગપુરમાં જવાની ફુરસદ મળતી નહોતી. જે સર્વ જમીન દેવીસિંહે પોતે વગર નામથી ઇજારે લીધી હતી તેનો કર વસુલ કરવા માટે ૧૭૮૧માં કૃષ્ણપ્રસાદને મુકરર કર્યો.* કૃષ્ણપ્રસાદે રંગપુરના સર્વ જમીનદારોની પાસેથી કર વધારેલા ઉપર કબુલાતી લીધી. તેથી કેટલાક મોટા મોટા જમીનદારો દેવીસિંહને દેશની દુરવસ્થા જણાવવાને માટે દિનાજપુરમાં આવીને મળ્યા. એ વખતે જમીનદારોને કર વધારીને આપવાની તાકાત ન હોતી. પ્રથમથી જ એઓની ઉપર કર એટલો વધ્યો હતો કે, આ વર્ષે ગવરનર જનરલે જાહેર ખબરથી ઇજારદારોને કર વધારે લેવાની મનાઈ કરી હતી. પરંતુ દેવીસિંહ ધારતો હતો કે ગવરનર જનરલની જાહેર ખબર કેવળ

---

* અંગ્રેજી ૧૬ મી નોટ જુઓ.

લોકોની આંખમાં ધુળ નાંખવાની જાળના સિવાય બીજું કંઇ જ નથી. તેથી આવેલા જમીનદારોએ જ્યારે કહ્યું કે હવે વધારે કર આપવાને હમે સંપૂર્ણ અસમર્થ થયા છીએ, ત્યારે તે ઘણો ક્રોધાયમાન થયો અને તરત તેઓને કેદ કરીને તેઓના ઉપર મોસલ બેસાડી. ત્યાર પછી હરરામને સાથે લઇને બંદી સ્વરૂપ આ સર્વ જમીનદારોને રંગપુરમાં મોકલ્યા. હરરામે રંગપુરમાં આવીને એઓની અને બીજા સર્વ જમીનદારોની પાસેથી કરની કબુલાત મંજુર કરી. અને કૃષ્ણપ્રસાદે પહેલાં વર્ણન કરેલા જમીનદારોને દિનાજપુર જવા દીધા હતા તેથી તેને નોકરીથી બરતરફ કર્યો.

હરરામ, કૃષ્ણપ્રસાદને બદલે રંગપુરના ઇજારાની કર વસુલ તહસિલના કાર્યમાં નિયુક્ત થયો ને સર્વ જમીનદારને કેદ કરીને નેતરથી મારવાનો તેને હુકમ કર્યો. નેતરના મારથી પણ જે જમીનદારો એ વધેલો કર આપવાને કબુલ થયા નહિ, તેઓને ગાયની પીઠ ઉપર બેસાડીને ગામની ચારે બાજુએ ફરવાનો હુકમ આપ્યો.

દેશ પ્રચલિત લોકાચારાનુસારે આવી રીતના દંડિત માણસો એકીવારે જાતિભ્રષ્ટ થઇ પડ્યા. તેથી ત્રણ ચાર જમીનદારને ગાયની પીઠ ઉપર બેસાડતાં જ, બીજા સર્વ જમીનદારો પોતપોતાનું જાતિમાન રાખવાને માટે તરત વધેલા કરની કબુલાત આપી છૂટ્યા.

પરંતુ કબુલાત આપ્યા પછી હરરામે જમીનદારોની પાસથી કર આપવાની માગણી કરી. જમીનદારોમાં એક પઇ પણ આપવાની શક્તિ નહોતી. કર લેવાને માટે હરરામે તેઓની સઘળી જમીન અને ઘરની વસ્તુઓ વેચવાનો આરંભ કર્યો. થોડી કિંમતે જમીન દેવીસિંહનો માણુસ વેચાતી લેવા લાગ્યો. તે છતાં કર વસુલ થયો નહિ; જે કંઈ વસુલ થયું તે સર્વ ઘણું જ થોડું હતું. તેથી કરનો દાવો કોઈ રીતે ફેડાતો નહોતો, ત્યારે જમીમદારોને હરરામ પાછા કેદ કરીને નેતરથી મારવા લાગ્યો. જમીનદારોની બાયડીયો સુદ્ધાંને કચેરીમાં પકડાવીને અપમાન આપવા લાગ્યો. જે જમીનદારો કર વધેલો આપવાની કબુલાત લખી આપીને ગાયની પીઠ ઉપર બેસવાથી છૂટ્યા હતા તેઓ પાછા ગાયની પીઠ ઉપર બેઠા. દેવીસિંહના માણસો પછવાડે ઢોલ વગાડતા તેઓને આખા ગામમાં ફેરવી લાવતા.

બીજી બાજુએ જમીનદારોના તાબેની રૈયતને પકડાવીને જમીનદારો ઉપર નીકળતા રૂપિયા તેઓને ઇજારાવાળાને આપવા કહ્યું. રૈયતમાં કર આપવાની શક્તિ નહોતી તેથી હળ, બળદ, ગાય વગેરે તેમનું સર્વસ્વ—સર્વ સામાન લીલાઉ કરવા લાગ્યા. જમીનદાર રૈયત ઉપર આવો મ્હોટો જુલમ ગુજારવા લાગ્યા.

જમીનદાર, રૈયત અને તેઓની સ્ત્રીઓના ઉપર જેવો જુલમ ગુજરતો હતો, તે દિનાજપુરના કેદખાનાની અવસ્થા લખવાની વખતે થોડુંક વર્ણન કરવામાં આવ્યું તે સર્વ વિષેનું પાછું સવિસ્તારથી વર્ણન કરવાની કંઈ જરૂર જોતા નથી. ટૂંકામાં કેવળ આટલું જ કહી શકાય કે, દિનાજપુરના જુલમથી પ્રજા અને જમીનદારો નાસીને વાઘ વગેરે ફાડી ખાનાર હિંસક જંતુઓના જંગલમાં આશ્રય લઇને દેવીસિંહના જુલમથી શાંતિ મેળવવાને સમર્થ થયા હતા. પરંતુ રંગપુરની રૈયત અને જમીનદારોથી તે પણ બન્યું નહિ. હરરામ ઘણો લુચ્ચો હતો. કોઈ રૈયત કે કોઇ જમીનદાર નાસી જાય નહિ તેને માટે તેણે ગામે ગામ સિપાઇયો રાખ્યા હતા. તે સર્વ સિપાઇયોના પગારને માટે જમીનદારો ઉપર વળી "ચોકીબંધી" નામનો એક કર નાંખ્યો.

આ સિપાઇયો વળી સર્વદા નિરાશ્રય રૈયતોની સ્ત્રિયો ઉપર મ્હોટો જુલમ ગુજારવા લાગ્યા. ઘણાક લોકો પોતાની સ્ત્રી અને કન્યાનું અપમાન સહન નહિ કરી શકયાથી તળાવમાં અથવા આગમાં પડીને આપઘાત કરવા લાગ્યા.

ઇસ્ટ ઇંડિયા કંપનીના ગવરનર જનરલ હેસ્ટિંગ્સને લાંચના રૂપિયા એકઠા કરવાને માટે નરપિશાચ દેવીસિંહે હરરામના જેવા પાપાત્માથી આવી રીતે દેશને ધુળધાણી કરવાની શરૂઆત કરી.

આવી રીતના જુલમને લીધે દિનાજપુરની પેઠે રંગપુરમાં પણ સઘળી જણસનો ભાવ ઓછો થઈ ગયો. રંગપુરમાં ઘણી તંબાકુની ઉપજ થતી હતી. પરંતુ તે ટાંકણે ઘણો ખરો તંબાકુ ખેતરોમાં સડી જતો અને જે કંઇ તંબાકુ આગલા વર્ષોમાં થયલો હતો તેને કોઈ વેચાતો લેનાર મળતા નહોતા. આવી રીતના જુલમને લીધે વિદેશી વેપારી રંગપુરમાં આવવાની હિંમત કરતા ન હોતા તેથી રંગપુર અને દિનાજપુર એકીવારે સ્મશાન ક્ષેત્ર થઇ પડ્યું હતું.

હરરામે આવી રીતનો જુલમ ગુજારીને થોડાક રૂપિયા વસુલ કર્યા. પરંતુ દેવીસિંહ એનાથી પણ ખુશ થયો નહિ. તેણે બીજા વધારે રૂપિયા વસુલ કરવાને માટે હરરામને હુકમ કરી મોકલ્યો. દિનાજપુરમાં દેવીસિંહે અઢાર રીતના કર સ્થાપન કર્યા હતા, પરંતુ હરરામે રંગપુરમાં એકવીશ પ્રકારથી કર વસુલ કરવા માંડ્યા. હરરામે દેવીસિંહને લખ્યું કે ખેડુતોમાંના ઘણાકે ઘરની સર્વ જણસ વેચી નાખી છે. હવે તેઓ પોતપોતાના છોકરા સુદ્ધાં વેચે છે. પરંતુ ખરીદ કરનાર મળતા નથી. તેથી રૂપિયા અદા થવામાં મુશ્કેલી પડે છે. દેવીસિંહ હરરામનો આવો કાગળ મળ્યાથી તેની ઉપર ઘણો નાખુશ થયો. પરંતુ હરરામને કાઢી

મુકયો નહિ. હરરામને તે વિશેષ કાર્યદક્ષ જાણતો હતો. ઇસવી સન ૧૭૮૩માં તેણે હરરામની સાથે એકઠા રૂપિયા ઉઘરાવવાને માટે સૂર્યનારાયણને મુકરર કર્યો. સૂર્યનારાયણે હરરામના કરતાં વધારે કાર્ય દેખાડવાને માટે ફરીથી જમીનદાર રૈયત અને તેઓની સ્ત્રીયો ઉપર નિષ્ઠુરાચરણ કરવાનો આરંભ કર્યો. પરંતુ તેથી પણ એકે રૂપિઓ અદા થયો નહિ. ત્યાર પછી ફરી દેવીસિંહે પોતાના નાના ભાઈ ભેકધારીસિંહને રંગપુરમાં મોકલ્યો. ભેકધારીસિંહ વિવિધ પ્રકારની સજા આપ્યા છતાં પણ રૂપિયા અદા કરવાને સમર્થ થયો નહિ. કેવી રીતે રૂપિયા અદા કરે, હરરામના જુલમથી જમીનદાર અને પ્રજા સર્વ રીતે નીચવાઈ ગઈ હતી. તેઓમાં એક પૈ પણ આપવાની શક્તિ નહોતી. દેવીસિંહે જ્યારે જોયું કે ભેકધારીસિંહથી પણ કામ પાર પડ્યું નહિ ત્યારે પોતે ૧૭૮૬ ના ડીસેંબરમાં રંગપુરમાં આવ્યો. તેણે રૈયત અને જમીનદારના સિવાય વેપારીઓના ઉપર જુલમ ગુજારવાનું શરૂ કર્યું. દેવીસિંહના આ છેલ્લીવારના જુલમથી રૈયતે કહ્યું કે "પ્રાણ જાય તો કંઈ ફકર નહિ, પણ જુલમીના લોહીથી મૃત બંધુ બાંધવોનું તર્પણ કરવું જોઇયે." આટલા દિવસના જુલમ પછી મૂર્ખ રંગપુરના રેહેવાસિયોને જ્ઞાનનો ઉદય થયો. જુલ્મને રોકવો એવો દૃઢ નિશ્ચય કર્યો. પરંતુ પેહેલે જ આ શુભ બુદ્ધિનો ઉદય થયો હોત તો આવું દુઃખ ભોગવવું પડત નહિં. શઠબુદ્ધિ આર્યોની ઉંઘ કદી સહેલાઇથી ઉડતી નથી. તેથી હમેશાં તેઓને આવા દુઃખમાં પડવું પડેછે.



## પ્રકરણ ૧૧ મું

### નાનકુ

સાંઝ પડી છે. દેવીસિંહની દિનાજપુરની કચેરીના પાસેના કેદખાનામાં કેદીઓ ઘણાખરા જમીન ઉપર પડ્યા છે. કોઈ શરીર વેદનાથી બારીક અવાજથી રડે છે, કોઈ તો એકદમ અચેત થઇને પડ્યા છે, એક સ્ત્રીનું ખોળામાં લીધેલું બાળક મારવાથી અને ખાવા વગરથી મરી ગયુ છે. સ્ત્રી, પુત્ર શોકથી અને શરીરની બળતરાથી ઘેલી થઈ છે. તે કદી હસે છે, કદી રડે છે, ને કદી ગાય છે!

વૃદ્ધ રામાનંદ ગોસ્વામીને સિપાઇયો ગઈ કાલે અહિ લાવ્યા છે, તે બે દિવસ સુધી અચૈતન્યાવસ્થામાં પડી રહેલો છે. તેને પકડીને સીપાઇઓએ ઘણો માર માર્યો હતો. મારવા પછી દશબાર કોશ સિપાઇઓની સાથે ચાલતો આવ્યો છે. રામાનંદ ગોસ્વામી પાલખી વગર કદી શિષ્યોને ઘેર જતો ન હોતો. તડકાની વેળાએ એક

પળને માટે પણ ઘરની બ્હાર જવું પડતું તો ચાકરો તેના માથા ઉપર છતરી પકડતા. સેંકડો શિષ્યો જેના જોડા માથે લઇને જતા હતા, તેને દશ કોશ ચાલીને જવું એ કેવું કલેશકારી થતું હશે, તે સહજ સમજાય એવું છે. રામાનંદ ગોસ્વામીની તે વેળાએ સીતેર વરસની ઉમ્મર થઇ હતી. તેથી મારથી અને ચાલવાથી તેનું શરીર ઘણું દુર્બળ થઇ ગયું અને તેને લીધે બેશુદ્ધ થઇને પડ્યો. આવી હાલતમાં તેનું એકાએક મરણ નિપજવાનો સંભવ હતો પરંતુ આખી ઉમ્મર સુધી તેનું શરીર ઘણું સુખાકારી ભરેલું હતું. તે સદાચારી અને સુચરિત્રવાન હતો. ખાવાપીવાના સંબંધમાં સર્વદા એક રીતના નિયમ પાળતો હતો; તેથી જીવાત્મા સહજથી આવા સુખીઆરા શરીરમાંથી નીકળી શક્યો નહિં. એ વાસ્તે જ હજી સુધી પણ રામાનંદનું મરણ નિપજ્યું નહિં. કેવળ બેશુદ્ધ થઇને પડ્યો હતો.

તહેસીલ કચેરીનો જમાદાર રામસિંહ કેદીઓના રેહેવાના ઘરના ઓટલા ઉપર બેઠો છે. એક પંદર વર્ષનો છોકરો ધોતિયું કુડતું માથે ફાળિયું પહેરેલો ઓટલા આગળ ઉભેલો છે. છોકરો ઘરની અંદર શું છે તે જોવાને માટે એક નજરથી દરવાજાની તરફ જોતો રહેલો છે. બાળકના કપાળ ઉપર વિભૂતિની રેષા રહેલી છે.

રામસિંહ દિનાજપુરના કલેકટરનો જમાદાર છે. તેનું પૂર્વનું રહેઠાણ પંજાબમાં હતું તે ત્રણચાર પહેડીથી દિનાજપુરમાં જ વસતો આવેલો છે. કલેકટરના કારભારી દેવીસિંહે રામસિંહને પોતાના ઇજારા લીધેલા ખાતાની કચેરીના કેદખાનાનો ઉપરી કરીને મોકલ્યો છે. રામસિંહને અહિ આવવાની ઇચ્છા ન હોતી, પરન્તુ દેવસિંહ કારભારી તેથી તેનો હુકમ અમાન્ય કરી શક્યો નહિં, તેને લીધે અહિ આવ્યો છે. કચેરીમાં કંપનીનો માણસ જુવે તો જમીનદાર અને રૈયત વિશેષ નાચ્ય કરશે, એ વાસ્તે દેવીસિંહે કલેકટરના જમાદાર રામસિંહને એ કેદખાનાનો રક્ષણારક્ષણનો ભાર આપીને, અહિ મોકલ્યો છે. રામસિંહે અહિ આવવાને એકવાર ના પાડી હતી, પરંતુ દિનાજપુરના કલેકટર ગુડલ્યાડ બરાબર એક ગુડલ્યાડના પ્રમાણે (ઉત્તમ છોકરાની પેઠે) દેવીસિંહના કોઇ કામમાં હરકત નાખતો નહોતો. વિશેષતઃ તેને જે કંઈ ઉપરની દલાલી મળતી તે દેવીસિંહના દ્વારે મળતી. કામકાજમાં તે દેવીસિંહનો ગુલામ હતો. અને સગામાં તે દેવીસિંહનો મસિઆઇ ભાઈ હતો. વાંચનાર આ વાત સાંભળીને અજાયબ થશો નહિ. ગુડલ્યાડ અને દેવીસિંહ એ બંને જણા વિભિન્ન દેશના અને વિભિન્ન જાતના માણસો હોવા છતાં બન્નેનો સ્વભાવ એક સરખો હતો.

રામસિહ પહરાણે દેવીસિહની કચેરીમાં આવીને રહેવા લાગ્યો. દિનાજપુર શેહેરની આ તહસિલ કચેરી બે ગાઉ છેટી હતી.

તહસિલ કચેરીનો જુલમ જોયાથી રામસિહનું હૃદય ઘણું કંપિત થતું હતું. રામસિહે એક શિખ સુબેદારને પેટે જન્મ લીધો હતો. તે તો કલકત્તાના બેનિયાન અથવા દેવીસિહના જેવો નરપિશાચ નહોતો. દશ બાર વર્ષ થયાં રામસિહનો એક છોકરો મરી ગયો હતો. તેને બીજાં છોકરાં છૈયાં નહોતાં. કુટુંબમાં ફક્ત એક પોતાની બાયડી હતી.

કેદખાનાની બહાર ચઉદ પંદર વર્ષના બાળકને જોઇને રામસિહે પોતાની પાસે બોલાવ્યો. રામસિહ બાલક બાલિકાને જોયાથી તેની સાથે વાતચીત કરવાને ખુશી થતો હતો.

પેલો છોકરો રામસિહની પાસે આવ્યા પછી તેનું ખુબસુરત અને હસતું મોં જોઇને એકદમ મોહિત થઇ ગયો. મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો કે આવો ખુબસુરત છોકરો મેં મારા જન્મારામાં કદી ક્યાંય પણ જોયો નથી. સતૃષ્ણ નયનથી વારંવાર બાળકના મોં તરફ જોતો જોતો પૂછવા લાગ્યો—"છોકરા તારૂં નામ શું?"

બાળકે કહ્યું, "હઝુર, મારૂં નામ નાનકુ".

રામસિહે પૂછ્યું, "છોકરા તારૂં ઘર ક્યાં છે?"

બાળકે કહ્યું, "હઝુર, મારા બાપદાદાનું ઘર ગયા જિલ્લામાં છે. મારા બાપ પૂર્ણિયામાં જમીનદાર હતા. નાનપણમાં મારાં માબાપ મરી ગયાં હતાં. ત્યાર પછી આ દેશની એક ગોવાળણીએ મારૂં પાલન કરીને મોટો કર્યો છે. તે ગોવાળણીને હું મા કહીને બોલાવું છું."

રામસિહે પૂછ્યું, "અહિ શું કહાએ છે?"

બાળકે જવાબ આપ્યો, "હઝુર, હવે હુ મોટો થયો છું. કહીં નોકરી મળે તો નોકરી કરૂં. બંગાળીઓની ચાકરી કરવા ઇચ્છતો નથી. બંગાળીની જાત ઘણી ખરાબ છે. કામ કરવા છતાં પૂરો પગાર આપતા નથી."

રામસિહે કહ્યું, "છોકરા તું શું કામ કરીશ?"

બાળકે જવાબ આપ્યો, "સઘળું કામ કરી શકીશ. તંબાકુ ચલમમાં ભરી આપીશ, કુવામાંથી પાણી કાઢીશ; વાસણ માંજીશ, ભાંગ વાટીશ અને બીજું જે ઘરનું કામ હશે તે કરીશ."

રામસિહ બાળકની ખુબસુરતી જોઇને પહેલાંથી જ મોહિત થયો હતો. હમણાં વળી એનો સુમધુર કંઠનો અવાજ સાંભળતાં જ એના ઉપર ઘણો સ્નેહ થયો. બાળકને પોતાને ઘેર રાખવાની ઘણી ઇચ્છા થઈ. બાળકને ફરી પૂછવા લાગ્યો, "કેટલો પગાર મળે તો ચાકરી કરે?"

બાળકે કહ્યું, "હજુર, આપ મેહેરબાની કરીને જે આપશો તેમાં જ હું કામકાજ કરવાને ખુશી છું."

રામસિંહે કહ્યું, "સારૂં છે, હું મહીને મહીને એક એક રૂપીઓ આપીશ, તું મારૂં કામ કર."

બાળક રામસિંહના કામ ઉપર લાગ્યો અને તેને માટે ભાંગ વાટવાનો આરંભ કર્યો. રામસિંહ દરરોજ સવારમાં, બપોરે અને સાંઝે ભાંગ પીતો. બાળક રોજ થોડીવારમાં નિયમસર ઘણી સારી ભાંગ તૈયાર કરીને આપતો. ભાંગ તૈયાર કરવાની ચતુરાઇથી રામસિંહ ઘણો ખુશી થયો. થોડા વખત પછી ઘરમાંથી ઘણા બારીક અવાજથી એક કેદીનું રડવું સાંભળ્યું તેથી બાળકે રામસિંહને કહ્યું, "હજુર, પેલો માણસ થોડું પીવા પાણી માગે છે તેને થોડું પાણી આપું?"

રામસિંહ બોલ્યો, "આપ તેને થોડું પાણી આપ. હરામખોર દેવીસિંહ એ માણસોને ઘણું દુઃખ આપે છે."

બાળક આવો લાગ જોઇને ઘરમાં ગયો અને તે અહિંથી તહિં જોવા લાગ્યો. ઘરની એક બાજુએ જુએ છે તો રામાનંદ ગોસ્વામી બેશુદ્ધ હાલતમાં પડ્યો છે. બીજા કેટલાક કેદીઓને થોડું થોડું પાણી પાતો છેલ્લે રામાનંદની પાસે ગયો. રામાનન્દ એકદમ બેશુદ્ધ થઇને પડ્યો હતો. ઘણી મેહેનત કરી પણ તે શુદ્ધિમાં આવી શક્યો નહિ. રામાનન્દના માથા ઉપર પાણી નાંખવા લાગ્યો. થોડીવાર પછી શુદ્ધિમાં આવીને પીવાનું પાણી માગ્યું. બાળક તેના મોંમાં થોડું થોડું પાણી મૂકવા લાગ્યો, તેથી રામાનન્દ થોડો ટટાર થયો, પરન્તુ હજી સુધી તે પૂરો શુદ્ધિમાં આવ્યો નહોતો. બાળક પાછો ઘરમાંથી નીકળ્યો. નીકળીને રામસિંહનું કામકાજ કરીને કેદખાનાથી થોડે છેટે એક ખેતરમાં ગયો. ત્યાં એક બુઢી ડોસી અને બે જુવાન બેઠેલા હતા. બાળકે તેઓની પાસે જઇને કહ્યું, "રૂપા, ક્યાંથી પણ થોડું દૂધ આણી આપ. સસરાજીને પકડ્યા પછી જણાય છે કે તેઓએ કંઈ ખાધું નથી. તેઓ બેશુદ્ધ થઇને પડેલા છે."

રૂપો તરત દૂધ લેવાને માટે ચાલ્યો ગયો.

બાળકે ડોશીને કહ્યું, "જ્યારે રૂપો દૂધ લાવે ત્યારે તું તે દૂધ લઇને આ સામેના ઘરના ઓટલા ઉપર આવજે અને નાનકુ કહીને બોલાવ્યાથી હું અંદરથી આવીને દૂધ લઈ જઇશ."

આટલું બોલીને બાળક પાછો કેદખાનામાં ગયો. પરન્તુ સાંઝે રામસિંહ કેદખાનાના દરવાજાને બંધ કરીને પોતાના રહેવાના ઘરમાં ગયો હતો; બાળક કેદખાનાના દરવાજાને તાળું વાસેલું જોઇને ઘણો

નિરાશ થઈ ગયો. બાળક પાછો રામસિંહની પાસે જઇને ઉભો. બાળકનો ભાવ જોઇને રામસિંહે મનમાં ધાર્યું કે નાનકુ કંઈ તેને કહેવાને માટે આવ્યો છે, તેથી રામસિંહે પૂછ્યું, "નાનકુ, શું તું વાત કરવા ઇચ્છે છે?"

બાળક થોડો ગભરાઇને બોલ્યો, "હજુર એક વાત કહેવાની ઇચ્છા કરૂં છું, પરંતુ ડર લાગે છે કે કોણ જાણે તમે ગુસ્સે થાઓ."

રામસિંહ બોલ્યો, "કંઈ ડર કરતો ના, તને જે કંઈ કહેવાનું હોય તે સુખે કહે."

બાળકે કહ્યું, "મહારાજ! કેદખાનાના એક માણસે થોડુંક દૂધ પીવાની ઇચ્છા જણાવી હતી. તે કહે છે કે મેં ત્રણ દિવસ થયા કંઇ ખાધું નથી, મારી માને મેં તેને માટે થોડું દૂધ લાવવાને કહ્યું છે. પરંતુ કેદખાનાના દરવાજાને તાળું વાસેલું છે."

રામસિંહે કહ્યું, "તેથી ડરે છે શા માટે? આ કુંચી લે, દરવાજો ઉઘાડીને જો. સાળો દેવીસિંહ ઘણો હરામખોરનો જણેલો છે. આ બિચારા ગરીબોને મારી નાખે છે. બેટા! મને કંઇ સત્તા નથી. નહિં તો હું આ સર્વ કેદીઓને છોડી મૂકું. કેદીઓના ઉપર તારી દયા જોઇને મને ઘણી ખુશી થાય છે. બેટા! મારો છોકરો પણ કેદીઓના ઉપર આવી જ દયા કરતો હતો."

આ વાત કહેતાં જ રામસિંહની આંખમાં આંસુ આવવા લાગ્યાં.

નાનકુ કુંચી લઇને દરવાજો ઉઘાડવા લાગ્યો. કેદખાનાના પહેરેગીરોએ તેહને દરવાજો ઉઘાડવાની મના કરી. પરંતુ રામસિંહે દરવાજો ઉઘાડવાનું કહ્યું છે એ વાત સાંભળીને નાનકુને દરવાજો ઉઘાડવામાં હરકત કરી નહિં.

નાનકુએ દરવાજો ઉઘાડ્યા પછી એક ડોશી એક કળશિયામાં થોડું દૂધ લઇને ઓટલા ઉપર આવી. તેના હાથમાંથી દૂધનો કળશિયો લઇને તેને વિદાય કરી. ડોશી ગયા પછી બાળક ઘરમાં જઇને રામાનંદના મ્હોમાં થોડું થોડું દૂધ નાંખવા લાગ્યો. માથા ઉપર પાછું પાણી છાંટવા લાગ્યો, તેના મ્હોમાં એક બાળક દૂધ નાંખે છે તે જોઇને ક્રોધિત થઇને કેહવા લાગ્યો, "દુરાત્મા! દેવીસિંહ હવે તું જાતિભ્રષ્ટ કરવા ચ્હાએ છે? તું કોણ છે કે મ્હારા મ્હોમાં દૂધ નાખે છે? અહા પરમેશ્વર! શૂદ્રના અડકેલા પાણીને હું કદી અડકતો પણ નહોતો! કોણે મ્હારા મ્હોમાં દૂધ નાખીને મને ભ્રષ્ટ કર્યો?"

તે વેળાએ બાળક રામાનંદના કાન ઉપર મ્હો રાખીને બોલ્યો "ભય કરશો નહિ–હું **સત્યવતી છું–તમારી પુત્રવધૂ.**"

"સત્યવતી !" આ શબ્દ વૃદ્ધના કાનમાં જતાં જ વૃદ્ધ સિંહની પેઠે ગરજી ઉઠીને બોલ્યો, "હા, પરમેશ્વર, મારી પુત્રવધૂને પણ દુષ્ટે પકડી આણી છે. હું હમણાં દેવીસિંહનું માથું કાપી નાખીશ."

આટલું બોલીને વૃદ્ધ પાછો બેશુદ્ધ થઇને જમીન ઉપર પડી ગયો. કેદખાનાના પહેરેગીર બહારથી અંદર આવીને પૂછવા લાગ્યા, "શું થયું ?"

બાળકે જવાબ આપ્યો, "આ વૃદ્ધ કેદી દુઃખથી એકીવારે ઘેલો થઇ ગયો છે."

સિપાઇયોને બાળકની વાત ઉપર અવિશ્વાસ કરવાનું કાંઈ કારણ નહોતું. દેવીસિંહના કેદખાનામાંના ઘણાખરા આવી રીતે ઘેલા થઇને કેદખાનું છોડીને જતા રહેતા હતા. સિપાઇઓ ગયા પછી સત્યવતી ઘણા ચિંતાકુલ ચિત્તથી પોતાના સસરાની પાસે બેસીને વિચાર કરવા લાગી. મ્હોં તેનું ઘણું સુકાઇ ગયું હતું. પાછું વૃદ્ધના માથા ઉપર પાણી છાંટવા લાગી. પ્રાયઃ એક કલાક સુધી પાણી છાંટયા પછી ફરી શુદ્ધિ આવી. સત્યવતીએ હાથથી તેનું મોં પકડીને ફરી કાનની પાસે મ્હો રાખીને બોલી, "તમને ભય નથી, તમે કંઈ વાત કરશો નહિ-હું પુરૂષના વેશમાં તમને છોડાવવાને આવેલી છું; મને કોઇએ પકડીને પુરી રાખી નથી."

આ વાત વૃદ્ધના કાનમાં જતાં જ ધીરે ધીરે જાણે તેને જ્ઞાનનો સંચાર થયો હોય તેમ લાગ્યું. થોડો વખત સ્તંભિત ભાવથી રહીને વૃદ્ધ ક્ષીણ સ્વરથી કહેવા લાગ્યો, "બેટા ! શામાટે તમે મારે માટે વાઘના મોમાં આવ્યાં છો? તમને કોઈ ઓળખશે તો સત્યાનાશ કરશે."

સત્યવતીએ કહ્યું, "તમને કંઈ ભય નથી. હું એક બે દિવસમાં તમને કેદખાનામાંથી છોડાવીશ. તમે આ દૂધ પી જાઓ. મને અહિ વધારે વખત સુધી રહેવા દેશે નહિં."

વૃદ્ધ દૂધ પીને ટટાર થયો. સત્યવતીએ દરવાજો બંધ કરીને રામસિંહની આગળ કેદખાનાની કુંચી આપી.



## પ્રકરણ ૧૨ મું
## કેદથી છોડાવવું

નાનકુએ બે દિવસમાં રામસિંહનો સ્નેહ ઘણો મેળવ્યો. રામસિંહને કોઈ છોકરૂં નહોતું. તે મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો કે, નાનકુ નિશ્ચય કોઇ સારા હિંદુસ્થાની માણસનો છોકરો હોવો જોઇએ. દુરવસ્થામાં પડ્યો છે તેથી જ ચાકરી કરવા આવ્યો છે, એટલા માટે

નાનકુને ચાકરી ઉપર નહિ રાખતાં છોકરા પ્રમાણે પાળીશ. સ્ત્રી પણ તેથી રાજી થશે અને મારાથી પણ પુત્રશોકને થોડોક ભૂલાશે. આવો વિચાર કરીને રામસિંહે સ્થિર કર્યું કે જેમ તેમ જલદીથી આ કેદ-ખાનાનું કામ છોડીને નાનકુને સાથે લઇને દિનાજપુરમાં પોતાને ઘેર જવું. રામસિંહને હવે ચાકરી કરવાની ઇચ્છા નહોતી. તેની ચાળીશ વર્ષથી વધારે ઉમ્મર થઈ હતી. દેવીસિંહે તેને આ કેદખાનાના કામમાં લગાડ્યો છે તેથી તે નિર્જનસ્થળમાં બેસીને તેને 'સાળા,' 'હરામખોર' વગેરે સુલલિત શબ્દ કહેતો હતો, પરંતુ જાહેર રીતે કહી શકતો નહોતો. દેવીસિંહ કલેકટરનો કારભારી છે. દેવીસિંહ મનમાં આણે તો તેને તુરત નોકરીથી છોડાવી શકે એવા ભયથી તે કહેતો નહોતો.

પેલી બાજુએ સત્યવતી રામસિંહની પાસેથી અવકાશ મળતાં જ કેદખાનાની પાસેના ખેતરમાં જઇને વૃદ્ધ દાસી અને જગા તથા રૂપાની સાથે મસલત કરવા લાગી. કેવી રીતે રામાનન્દને કેદખાનામાંથી છોડાવિયે તેનો વિચાર કરવા લાગ્યાં. રામાનંદને ઉઠવા બેસવાની શક્તિ નહોતી–ઉઠીને બેસવાની પણ તાકાત નહોતી. તેને ચાલવાની શક્તિ હોત તો પેહેલે દિવસે જ સત્યવતી નસાડી મુકત. ઘણો વિચાર કરીને રૂપાએ કહ્યું, "મા ! રાતે મહારાજને કેદિયોના ઘરના ઓટલા ઉપર સુવાડવાની તજવીજ કરી શકો તો હુ વગર હરકતે તેમને લઈ જાઉ."

જગાએ પણ આ વાત કબુલ કરી. પછી એઓમાં આ સલાહ નક્કી ઠરી કે, રામાનંદને કેદખાનાના ઘરના ઓટલા ઉપર સુવાડે, પછી રૂપો કે જગો તેને ઉચકીને નાસી જાય.

સત્યવતી આ સલાહ નક્કી કરીને સાંઝે રામસિંહની કને પાછી આવી. આગલા દિવસોની પેઠે રામસિંહને માટે ભાંગ વાટવા લાગી. પેહેલી રાતે જે ચાર સિપાઇઓ પેહેરો કરવાને રહેનાર હતા, તેઓને થોડીક ભાંગ આપવાનું કબુલ કર્યું હતું. ભાંગ તૈયાર થયા પછી રામ-સિહ ભાંગ પીને કેદખાનાનો દરવાજો બંધ કરીને જવા લાગ્યો. તે વેળાએ નાનકુએ પાસે જઇને કહ્યું, "મહારાજ પેલો વૃદ્ધ કેદી કહે છે કે કાલે રાતે ઘરમાં ગડબડ થવાથી ઉંઘ આવી નથી એથી એ વૃદ્ધ ઓટલા ઉપર સુવા ચ્હાએ છે. તેને ચાલવાની શક્તિ નથી કે તે નાસી જાય. એને ઓટલા ઉપર સુવા દઇશુ ?"

તે સાંભળીને રામસિંહે કહ્યું, "એની ઇચ્છા છે તો તે ઓટલા ઉપર સુઇ શકશે, જે કેદી નાસી જઇ શકે તે ભલે જાય. હવે દિવસ સાળો દેવીસિંહ એને દુઃખ આપશે !"

ત્યારપછી નાનકુએ વૃદ્ધ રામાનંદને અતિ કષ્ટથી ઉચકીને ઓટલા ઉપર સુવાડ્યો. રામાનંદ ઓટલા ઉપર સુઇ રહ્યો.

* * * * *

પેહેલી રાતના પેહેરાગીરોએ આજે ઘણી ભાંગ પીધી હતી, તેથી તેઓ નવ વાગે સુઇ ગયા હતા. રાત ઘણી અંધારી થઇ હતી. રૂપા જગા અને વૃદ્ધ દાસી કેદખાનાથી થોડે છેટે ઉભાં હતાં. પ્રાયઃ દશ વાગે નાનકુ રામસિંહના ઘરથી નીકળી તે કેદખાનાની પાસે આવ્યો. તેમ રૂપા અને જગા નાનકુની પાસે ગયા. નાનકુ તેઓને સાથે લઇને કેદખાનાના ઓટલા ઉપર ચઢ્યો. રામાનંદ ગોસ્વામીને બાતવ્યાધિ થઇ હતી. ઘણું કરીને તે બેશુદ્ધ રહેતો હતો; કોઇ કોઇ વખતે શુદ્ધિમાં આવતો હતો રૂપો રામાનંદને ઉચકીને આસ્તે આસ્તે કેદખાનાના પગથિયા ઉપરથી ઉતરતો હતો. એવી વખતે બીજી વખતનો પેહેરો આપનાર સિપાઇઓમાથી એક સિપાઇ જાગીને જુએ છે તો રામાનંદને ઉંચકીને રૂપો જાય છે. તેની પછવાડે જગો અને વૃદ્ધ દાસી તથા નાનકુ જલદીથી પૂર્વ તરફ જાય છે.

"કેદી નાસી જાય છે," "કેદી નાસી જાય છે," એમ કહીને સિપાઇ પોકાર કરવા લાગ્યો.

તેના ઘોંઘાટથી બાર તેર સિપાઇઓ જાગ્યા અને રૂપાની પછવાડે દોડ્યા.

રૂપાએ રામાનંદને જગાને આપીને કહ્યું, "તું એને લઇને નાસી જા, હું અહિ ઉભો રહું છું. એઓની સાથે પ્રાણપણથી મલ્લ યુદ્ધ કરીશ. તો તેથી બીજો કોઇ તારી પછવાડે આવી શકશે નહિં. અહિ રહીને કેવળ મને પકડવાનો યત્ન કરશે."

સત્યવતીએ કહ્યું, "તને પકડશે તો તને મારી નાખશે."

રૂપો જલદીથી કહેવા લાગ્યો, "હું મરી જાઉ પણ તમે નાસી જાઓ તો કંઇ નુકસાન નથી. હું એકલો મરી જઇશ તો તેમાં શું? પરંતુ તમને પકડશે તો સત્યાનાશ થશે. તમે જાઓ–જલદી, જલદીથી જાઓ."

જગો એ રૂપાનો ન્હાનો ભાઇ હતો. તેના ઉપર રૂપાનો વધારે સ્નેહ હતો. તે વાસ્તે જગાને એઓની સાથે જવાને કહીને પોતે પ્રાણની આશા છોડીને વાંસની લાકડી હાથમાં પકડીને ઉભો રહ્યો. ત્રણ ચાર સિપાઇઓ પાસે આવતા જ હાથમાની લાકડી બે જણને એવી મારી કે તેઓ એકદમ મરી ગયા. તેથી દશ અગીયાર સિપાઇઓએ એકઠા થઇને તેને ઘેરી લીધો. સિપાઇઓની પાસે કંઇ અસ્ત્ર શસ્ત્ર નહોતાં. રૂપો જો ધારત તો વગર હરકતે દોડીને નાસી શકત. પરંતુ કદાચ

સિપાઇઓ રામાનંદ અને સત્યવતીને પકડવાને માટે આગળ જાય, તે આશંકાથી ઉભો રહીને એઓની સાથે લડાઇ કરવા લાગ્યો. ક્રમે ક્રમે ચારપાંચ જણાનો પ્રાણ લીધો. પછી લાકડીઓ લઇને બીજા સિપાઇઓ આવવા લાગ્યા. રૂપો લાગ જોઇને નાસવાના અભિપ્રાયથી ઉત્તર તરફ દોડવા લાગ્યો. રાત અંધારી હતી તેથી અકસ્માત્ તે એક ખાડામાં પડી ગયો, પરંતુ સિપાઇઓ તેને નહિ જોવાથી ઉત્તર તરફ દોડ્યા. જગો પેલી બાજુએ રામાનંદ ગોસ્વામીને લઇને પૂર્વ તરફ જવા લાગ્યો.

રામસિહ સિપાઇઓની ગડબડ સાંભળીને જાગૃત થયો. તેણે સિપાઇઓના મ્હોએ સાંભળ્યું કે નાનકુ કેદખાનામાંથી બ્હાર માણુસ લાવીને એક કેદીને લઇને નાસી ગયો છે. આ વાત સાંભળીને ઘણો આશ્ચર્ય થયો. પરંતુ નાનકુના ઉપર તેનો ઘણો સ્નેહ થયો હતો, તેથી હજીપણ નાનકુના ઉપર પ્રીતિ રાખતો હતો તેને લીધે નાનકુના વિરૂદ્ધ કોઇપણ વાત કહી નહિ ને વળી દેવીસિહને ગાળો આપવા લાગ્યો. નાનકુને તે છોકરો કરી શક્યો નહિં. નાનકુ નાસી ગયો એ સર્વ દેવીસિહનો દોષ સમઝીને રામસિહ આખી રાત કેવળ દેવીસિહની મા, બ્હેન, ફુઇ, માસી વગેરે તેના સર્વ સગાંવ્હાલાંને ઘણી અસભ્ય ભાષામાં ગાળો દેવા લાગ્યો. આખી રાત તેને ઉંઘ આવી નહિ.

એક સિપાઇએ કેદખાના માંહેલા કેદીઓની ગણતરી કરવાને કહ્યું, તેથી રામસિહે ક્રોધથી કહ્યું, "હું સઘળા કેદીઓને છોડી દઇશ. સાળા દેવીસિહને વાસ્તે મારો નાનકુ નાસી ગયો–સાળાએ કુમાત હુશનના બે નામથી ઇજારો લઇને દેશનું સત્યાનાશ કર્યું છે."

## પ્રકરણ ૧૩ મું

### આ દેવ છે કે માણુસ છે?

રાત ઘણી અંધારી થઈ હતી. જન પ્રાણીનો અવાજ પણ સંભળાતો નહોતો. જગો રામનંદ ગોસ્વામીને ઊંચકીને માલદહની તરફ જતો હતો. વૃદ્ધ દાસી અને સત્યવતી જગાની પછવાડે પછવાડે જતાં હતાં. એઓ ગંગારામપુરની હદમાં આવ્યાં એટલે રાત ખતમ થઈ. ઓછામાં ઓછા ૧૬ માઇલ જગો આ વૃદ્ધ બ્રાહ્મણને ઉંચકીને લાવ્યો હતો. તેણે આગલે દિવસે સાંઝે ખાવાનું પણ ખાધું નહતું, તેથી હમણાં ઘણો થાકી ગયો હતો. પરંતુ જાહેર રસ્તા ઉપર બેસીને વિશ્રામ લેવાની તેની હિમત થતી નહોતી. તેથી રસ્તો છોડીને એક જંગલમાં જઇને થકાવટથી વિશ્રામ કરવા લાગ્યો. રૂપો જેમ જગાને ઘણો સ્નેહ કરતો

હતો, તેમ જગો પણ પોતાના મ્હોટા ભાઈ રૂપાના ઉપર પ્રીતિ રાખતો હતો. તેથી જગો હમણાં જંગલમાં જઇને રૂપાને માટે રડવા લાગ્યો. સત્યવતી દેવી અને વૃદ્ધ દાસી ઘણો વિલાપ અને ખેદ કરવા લાગી. આજ સુધી સત્યવતીના બે વિશ્વાસુ માણસો સાથે હતા પરંતુ રૂપાએ એઓને બચાવવાને માટે પોતાની ઇચ્છાથી જીવ આપ્યો. જે હાલતમાં રૂપાને છોડીને આવ્યા હતા તેથી રૂપાના મૃત્યુ સંબંધમાં કંઇપણ સંદેહ રહી શકતો નહતો. એઓએ ધાર્યું કે રૂપો નિશ્ચય દેવીસિંહના માણસોથી મરી ગયો છે. રૂપાના શોકથી જગાના કરતાં સત્યવતી દેવી વધારે દુઃખિત થઈ હતી. તે તેને માટે બહુ વિલાપ કરવા લાગી.

રામાનંદ ગોસ્વામી હજી સુધી ઘણું કરીને બેશુદ્ધ હાલતમાં હતો. હમણાં તે થોડોક શુદ્ધિમાં આવ્યો. સવારમાં બાતવ્યાધિ રોગી માણસ થોડા સાવચેત થાય છે. કેવી રીતે તે કેદખાનામાંથી મુક્ત થયો છે, અને કેવી રીતે રૂપાએ પોતાનો પ્રાણ આપ્યાથી એઓને નાસવાનો લાગ મળ્યો હતો તે બધું સાંભળીને તે પણ રડવા લાગ્યો. એઓના વિલાપથી અને પરિતાપ કરવામાં બપોર થવા આવ્યા; તેથી રામાનંદનો કંઠ શુષ્ક થતો ચાલ્યો. સત્યવતીએ સસરાની તૃષા નિવારણને માટે જગાને પાસેના તળાવમાંથી પાણી લાવવાને કહ્યું.

એઓ જે જગ્યાપર વિશ્રામ લેતાં હતાં, તે જગ્યાપર ઘણાં બેલનાં ઝાડ હતાં. સેંકડો પાકેલા બેલ, ઝાડ ઉપરથી પડ્યા હતા. ગંગારામપુર બેલઝાડથી પૂર્ણ હતું. કહેવાય છે કે અતિ પ્રાચીન કાળમાં આ ગંગા-રામપુરની પાસે કોઈ જગ્યાપર બાણ રાજાની રાજધાની હતી તે શિવનો ભક્ત હતો, એ વાસ્તે તેના રાજ્યમાં બેલઝાડ પરિપૂર્ણ થયાં હતાં.

જગો પાણી લાવ્યા પછી સત્યવતી ઝાડની નીચેથી કેટલાંક બેલ એકઠાં કરી લાવી. કેવળ પાણીથી બેલનું સરબત તૈયાર કરીને વૃદ્ધ સસરાની ભૂખ નિવૃત્ત કરી. પછી જગા અને વૃદ્ધ દાસીને પણ બેલનું સરબત તૈયાર કરી આપ્યું. પછી સાંઝ પડવાની વખતે ફરીથી માલ-દહની તરફ આગળ વધવા લાગ્યાં; અને બીજે દિવસે બપોરે પાડુયાના જંગલમાં આવી પ્હોચ્યાં. આખો રસ્તો જગો રામાનંદને ઉચકીને લઇ ચાલતો હતો.

એઓએ પહેલેથી નક્કી કર્યું હતું કે પાડુયાના જંગલમાં થોડો કાળ સુધી છૂપાઈ રહીશું. જ્યારે દેવીસિંહનો જુલમ થોડો ઓછો થશે, ત્યારે ગૌડમાં રામાનંદ ગોસ્વામીના બાપદાદાના ઘરમાં જવાનો યત્ન કરીશું. રામાનંદની માલદહની ધર્માદા મળેલી જમીન પણ ૮–૯ વર્ષથી કબજા વગરની હતી. વારન હેસ્ટિંગ્સના જુલમથી દેશના ઘણાખરા

માણસોની વગર કરની ધર્માદા આપેલી અને દેવને માટેની જમીન વગર કબજાથી પડેલી હતી. પરંતુ રામાનંદનું વસ્તી ઘર હજી સુધી કોઈ ઇજારદારે પોતાના કબજામાં લીધું નહોતું. તેથી તે ઘર ખાલી પડેલું હતું. બાકીના કરને માટે ઇસ્ટ ઇંડિયા કંપનીના માણસો કેદ કરશે એવી આશંકાને લીધે રામાનંદ પૈત્રિક ઘર છોડીને જંગલે જંગલે નાસતો ફરતો હતો.

પાડુયાના જંગલમાં પહોંચતાં જ, જગો જંગલની વચમાં કોઈ તળાવની પાસે રહેવાની જગા શોધવા નીકળ્યો. જંગલમાં રહેવાની વેળાએ પાસે તળાવ નહિ હોય તો રહેવાને સુગમ પડતું નથી. જગો જંગલની અંદર થોડે દૂર ગયો એટલે એક તળાવની પાસે બે ઝુંપડી જોઈ. તેમાંની એક ઝુંપડી ખાલી હતી. અને એક ઝુંપડીમાં એક વિધવા સ્ત્રી યોગાસનમાં બેસીને ફુલ ચંદનથી એકાગ્રચિત્તથી સ્વહસ્તથી બનાવેલા માટીના શિવલિંગની અર્ચના કરતી હતી. જગાએ એને જોતાં જ તેના મનમાં આ પ્રશ્નનો ઉદય થયો—આ દેવ છે કે માણુસ છે? પરંતુ સ્ત્રીને કંઇપણ વાત પૂછવાની હિમત થઇ નહિ. વિશેષતઃ સ્ત્રી નિમિલિત નેત્રથી બેસીને ધ્યાન કરતી હતી, તેનું ધ્યાન ભંગ કરવાની જગાની હિંમત થઈ નહિ.

જગાએ એવી સુવિમલ પવિત્ર મૂર્ત્તિ કોઇ વેળાએ પણ જોઇ નહોતી. વસ્તુતઃ આ ધ્યાનશીલા સ્ત્રીને જોયાથી કોઇપણ એને માણસ સમઝી શકે નહિ. જગાએ બાલ્યવયથી સાંભળ્યું હતું કે, જંગલમાં ઘણાંક દેવ દેવી રહે છે, તેથી તેણે સહજથી નક્કી કર્યું કે એ નિશ્ચય દેવકન્યા હોવી જોઇયે. પરંતુ તેની સાથે વાત કરવી ઉચિત છે કે નહિ તેનો તે વેળાએ વિચાર કરવા લાગ્યો. ઘણો વિચાર કરવા પછી મનમાં ધાર્યું કે જંગલમાં જે અપદેવતા અથવા ભૂત પ્રેત રહે છે તેઓ લોકનું અનિષ્ટ કરે છે. સારા દેવતા કદી લોકોનું અનિષ્ટ કરતા નથી. આ દેવકન્યાના મોં ઉપર જ્યારે દયા અને સ્નેહનો ભાવ જણાય છે ત્યારે આ સારો દેવતા હોવો જોઇયે. તેથી આનો આશ્રય મળે તો આ વિપદ્‌ની વેળાએ ઘણો ઉપકાર થવાની સંભાવના છે. એવો વિચાર કરીને મનમાં ને મનમાં નક્કી કર્યું કે સ્ત્રી શિવપૂજા કરી રહે તો હું તેને પગે પડીને તેનો શરણાગત થાઊં. પ્રાયઃ અરધા કલાક પછી સ્ત્રીએ પોતાનું પહેરવાનું કપડું ગળામાં વીટાળીને, ગળવસ્ત્રે પ્રણામ કરીને બોલી, "ભગવાન્‌ દેવના દેવ! મહાદેવ આ હમેશની દુઃખિનીને જો વધારે દુઃખ કષ્ટ આપવું હોય તો આપો—પરંતુ પ્રેમાનંદને આશીર્વાદ દ્યો—શત્રુના હાથમાંથી તેને નિરાપદે રાખો."

"પ્રેમાનંદને આશીર્વાદ કરો," "તેને નિરાપદે રાખો." આ વચન જગાના કાનમાં જતાં જ તે ચમકી ઉઠ્યો. તે વિચાર કરવા લાગ્યો. એ કયા પ્રેમાનંદની મંગલાકાંક્ષા કરે છે. માલદહમાં હમારા પ્રેમાનંદના સિવાય બીજો કોઇ પ્રેમાનંદ છે તે તો હું જાણતો નથી. પરંતુ હમારા પ્રેમાનંદને તો પ્રાયઃ બાર વર્ષ મરી ગયાને થઇ ગયાં છે.

સ્ત્રી હજી સુધી માથું નીચું કરીને સ્તવન કરતી હતી. જગો એક નજરથી સ્ત્રીની તરફ જોતો રહ્યો હતો. થોડીવારે સ્ત્રીનું સ્તવન પૂરૂં થયું. તે ઉભી રહીને પછવાડે જોય છે તો ઝુંપડીની બહાર એક લાંબો કૃષ્ણ વર્ણ પુરુષ ઉભેલો છે. સ્ત્રી એને જોઇને ઘણી ગભરાઇ ગઈ. પરંતુ જગાએ તરત જમીન ઉપર પડીને પ્રણામ કર્યો. અને વિનીત ભાવથી પૂછ્યું, "મા! તમે કોણ છો? કયા પ્રેમાનંદની મંગલાકાંક્ષા કરીને શિવપૂજા કરતાં હતાં?"

સ્ત્રીએ જગાના પ્રશ્નનો કંઈ જવાબ આપ્યો નહિ તે ચુપ થઈ રહી.

જગાએ ફરીથી વિનીત ભાવથી કહ્યું, "મા! હમે ઘણી વિપદમાં પડ્યા છિયે. આ જંગલમાં થોડો વખત નાસીને રહીશું એવા વિચારથી અહિ આવ્યા છિયે. હમારા ગોસ્વામી મહારાજના છોકરાનું નામ પણ પ્રેમાનંદ હતું. તમારે મોંએ તે પ્રેમાનંદનું નામ સાંભળીને તમારી ઓળખ જાણવાની ઇચ્છા કરી છે."

સ્ત્રી આ વાત સાંભળીને થોડીક અસ્વસ્થ થઇ. તેણે પેલાં સંદેહ કર્યો હતો કે આ માણસ ગંગા ગોવિંદસિંહનો કોઇ છૂપો જાસુસ હશે. પરંતુ હવે તેની તે આશંકા દૂર થઇ. તેણે જગાને પૂછ્યું, "તું કયા પ્રેમાનંદના પિતાની વાત કરે છે?"

જગાએ કહ્યું, "ગૌડના રામાનંદ ગોસ્વામીના પુત્રનું નામ પ્રેમાનંદ હતું. પ્રાયઃ દશ બાર વર્ષ થયાં પૂર્ણિયાની જેમલાં પ્રેમાનંદનું મૃત્યુ થયું છે."

સ્ત્રીએ પૂછ્યું, "રામાનંદ ગોસ્વામી હાલ કયાં છે?"

જગાએ કહ્યુ, "તમે ઓળખાણ નહિ આપશો તહાં સુધી હું કહેવાની હિંમત કરતો નથી."

સ્ત્રીએ જવાબ આપ્યો, "મારાથી તમારૂં કંઇ અનિષ્ટ થવાની સંભાવના નથી."

જગાએ કહ્યું, "તમે કોણ છો? દેવ છો કે માણસ છો?"

સ્ત્રીએ કહ્યું, "હું કોણ છું તે તને જાણવાનું કંઇ પ્રયોજન નથી. તું રામનંદ ગોસ્વામી ક્યાં છે તે જ કહે."

જગાએ કહ્યુ, "અમારૂં તો તમે કંઇ અનિષ્ટ કરશો નહિ?"

સ્ત્રીએ જવાબ આપ્યો, "રામાનંદ સ્વામીનું નુકસાન કરવાનું તો એક બાજુએ જ રહ્યું, પણ હું સર્વદા તેમનું મંગળ ચ્હાઉં છું."

જગાએ પ્રશ્ન પૂછયો, "તમે રામનંદ ગોસ્વામીને શુ ઓળખો છો?"

સ્ત્રીએ જવાબ આપ્યો, "તેમનુ નામ સાંભળ્યું છે. તેમને કદી જોયા નથી."

જગાએ પૂછયું, "કોની પાસેથી તેમનું નામ સાંભળ્યું હતું!"

સ્ત્રીએ કહ્યું, "તેમના પુત્રના મોઢેથી તેમનું નામ સાંભળ્યું હતું?"

જગાએ કહ્યું, "તેમના પુત્રની સાથે કયાં મળવું થયુ હતું? પ્રાયઃ બાર વર્ષ થયાં તેમનું મૃત્યુ થયું છે."

સ્ત્રી થોડી હસીને બોલી, "તું નિશ્ચય જાણે છે કે તેમનું મૃત્યુ થયું છે?"

જગાએ કહ્યું, "હા હું નિશ્ચય જાણું છું. તેમની વિધવા સ્ત્રી અને તેમના પિતાની સાથે હું આજે કેટલાં વર્ષ થયાં રહું છુ."

સ્ત્રીએ પૂછયુ. "તેમની સ્ત્રી શું વિશ્વાસ કરે છે કે મારા સ્વામીનું મૃત્યુ થયુ છે?"

જગાએ જવાબ આપ્યો, "હા તે કરે છે. તેમ નહિ સમજે તો સફેદ લુગડું કેમ પેરે? એક વેળાએ ખાય કેમ?"

સ્ત્રીએ કહ્યું, "પ્રેમાનંદે પરમ સાધ્વી સુનીતિના પેટે જન્મ લીધો છે, દેવીસિંહ કે ગંગા ગોવિંદસિંહની કંઈ મગદુર નથી કે તેનો જીવ લઈ શકે."

જગો અને રૂપો એ બન્ને ભાઈ સુનીતિ દેવીની માના કરતાં પણ વધારે ભક્તિ કરતા હતા. સુનીતિ દેવીનું નામ સાંભળતાં જ જગાનું હૃદય ઘણું વિગલિત થયું, તેની આંખોમાંથી કૃતજ્ઞતાનાં આંસુ પડવા લાગ્યાં; અને આ સ્ત્રીની સાથે વાકયાલાપ કરવાની તેને હિમત વધી. તેથી તે જરા સ્ત્રીની પાસે આગળ ગયો. અને તેના પગ નીચે માથું નમાવીને બોલ્યો, "મા! તમે દેવ છો કે માણુસ છો, પ્રેમાનંદ શું હમણાં જીવતા છે? આ વાત તેમના વૃદ્ધ પિતા સાંભળશે તો ઘણા સુખી થશે. તેઓ રોગથી શોકથી બેશુદ્ધ થઇ પડ્યા છે. પ્રેમાનંદના પિતા અને પ્રેમાનંદની સ્ત્રી આ જંગલમાં છે. હમે દેવીસિંહના કેદખાનામાંથી નાસતાં આજે અહિ આવ્યાં છિયે."

જગાની વાત સાંભળીને સ્ત્રીએ પ્રેમાનંદના પિતા અને સ્ત્રીને પોતાની ઝુંપડીમાં લાવવાને કહ્યું. તે વેળાએ જગો દોડતો જઇને સત્યવતીને કહેવા લાગ્યો, "મા! ઘણી શુભ ખબર લાવ્યો છું. સરકારને હમણા કહો–હમણાં કહો. આપણો પ્રેમાનંદ હજી જીવે છે. તેમનું મૃત્યુ થયું નથી."

સત્યવતી, રામાનંદ અને વૃદ્ધદાસી જગાની વાતનો અર્થ કંઈ સમઝી શક્યાં નહિ. પ્રાયઃ દશબાર વર્ષથી તેઓનો મજબુત સંસ્કાર થયો હતો કે પ્રેમાનંદનું મૃત્યુ થયું છે. તેઓ આશ્ચર્ય થઇને જગાના મોં સામું જોતાં રહ્યાં. જગો વારંવાર કહેવા લાગ્યો, "પ્રેમાનંદ હજી જીવતા છે."

સત્યવતી દેવીએ થોડીવાર પછી જગાને પૂછ્યુ, "તેં શું તેમને આ જંગલમાં કહીં જોયા છે કે શું?"

જગાએ જવાબ આપ્યો, "મે હજી સુધી તેમને જોયા નથી. આ જંગલમાં એક દેવકન્યા છે, તેણે કહ્યુ કે પ્રેમાનંદ હજી સુધી જીવતા છે. ત્યાં ગયાથી તે તમને સર્વ વાત કહેશે."

સત્યવતીએ કહ્યું, "કોઇએ આપણને ઠગવાને માટે તો આવું નહિ કર્યું હોય?"

જગાએ જવાબ આપ્યો, "કદી નહિ. તે ખરેખર દેવકન્યા છે. તે શું કોઇને ઠગી શકે? તેની સાથે પ્રેમાનંદ મહારાજનો મેળાપ નહિ થાત તો પૂજ્ય પવિત્ર દેવીનું નામ કોની પાસેથી સાંભળ્યું. તે દેવકન્યા કહેતી હતી કે પરમ સાધ્વી સુનીતિ દેવીના પેટે પ્રેમાનંદનો જન્મ થયો છે; તેને કોણ મારી શકે?"

સત્યવતીએ પૂછ્યું, "દેવકન્યાએ બીજું શું શું કહ્યું હતું?"

જગાએ જવાબ આપ્યો, "હું જ્યારે તેની ઝુંપડીની કને ગયો હતો, ત્યારે તે શિવપૂજા કરતી હતી. તે બંને આંખ્ય મીચીને પૂજા કરતી હતી. મને તેણીએ જોયો નહોતો. જ્યારે પૂજા પૂરી થઈ રહી ત્યારે ગળવસ્ત્ર થઇને શિવને પ્રણામ કરીને કહેવા લાગીઃ "ભગવાન્ દેવના દેવ મહાદેવ! પ્રેમાનંદને આશીર્વાદ ધો, તેમને નિરાપદે રાખો." હું તે વેળાએ તેને પગે પડ્યો અને કેહેવા લાગ્યો, 'મા! તમે કિયા પ્રેમાનંદની મંગલકામના કરો છો? હમારો એક પ્રેમાનંદ હતો. દશબાર વર્ષ થયાં તેમનું મૃત્યુ થયું છે.' ત્યારે તે હસીને કહેવા લાગી, "પ્રેમાનંદ પરમ સાધ્વી સુનીતિદેવીના પેટે જન્મ્યા છે. દેવીસિંહની શું મગદુર છે કે તેમનો જીવ લે. મા! હવે નિશ્ચય કરી શકું છું કે મારો ભાઇ પણ મરી ગયો નથી. પ્રેમાનંદની માએ તેનું જ્યારે પાલન કર્યું છે ત્યારે કોઇપણ તેને મારી શકશે નહિ. રૂપો એક બે દિવસમાં અહિ આવશે કાલે મેં ઉંઘમાં સ્વપ્નું જોયું હતું તેમાં મેં રૂપાને આવતો જોયો હતો."

જગાની આ વાત પૂરી થયા પછી સત્યવતીએ રામાનંદને કહ્યું, "જગાની સ્વપ્નાની વાત સાંભળીને મને પણ એક સ્વપ્નાની વાત યાદ આવી. જે દિવસે તમારા જમાઇને અને છોકરાને દેવીસિંહના માણસો પકડી લઈ ગયા, તે રાતે હું સુવાના ઓરડામાં બેસીને રડતી હતી.

રડતી રડતી મને થોડી ઉંઘ આવી. તે વેળાએ મને સ્વપ્નું આવ્યું. તે સ્વપ્નામાં સફેદ વસ્ત્ર પેહરીને એક પરમ સુંદર સ્ત્રી મ્હારી પાસે આવેલી હતી. હું તેને ઓળખી શકતી નહોતી. તેના સુવિમળ પ્રશાંત મ્હો તરફ જોતી રહી હતી. તેના મ્હોની જ્યોતિથી મારો સુવાનો ઓરડો તદન પ્રકાશિત થઈ ગયો હતો. સ્ત્રી ધીરે ધીરે મને સંબોધ કરીને કહેવા લાગી, "મા મને ઓળખી શકતાં નથી? હું તમારી સાસુ છું." આ વાત સાંભળતાં જ મેં તેમના ચરણમાં પ્રણામ કર્યો. તેણે મને સ્નેહથી ખોળામાં લીધી. વારંવાર મારૂં મુખ ચુંબન કરીને કહેવા લાગી, "બેહેન! વિપદમાં પડીને કદી ઈશ્વરને ભૂલીશ મા. વિપદ્ ભંજન હરિ સર્વદા તારી સાથે રહીને સર્વ પ્રકારની વિપદથી તારી રક્ષા કરશે. પતિને માટે તું શા માટે આટલી બધી ઉત્કંઠિત થાય છે? બાર વર્ષ પછી તેની સાથે તારૂં ફરી મળવું થશે." મેં તેમને વાત પૂછવાની પ્હેલાં તે થોડી હસીને ફરી કહેવા લાગી. "ધન્ય તે મા છે કે, જેણે પ્રેમાનંદના જેવો સુપુત્ર ગર્ભમાં ધારણ કર્યો છે–ધન્ય તે સ્ત્રી છે કે જેણે પ્રેમાનંદના જેવો પતિ મેળવ્યો છે." આટલી વાત કરીને તે સ્ત્રી અન્તર્હિત થઈ ગઈ. મારી ઉંઘ પણ જતી રહી. સવારે મૃતશબ શોધ્યા પછી જ્યારે તમે ઘેર પાછા આવ્યા અને કહેવા લાગ્યા કે પ્રેમાનંદનું શરીર મળ્યું નહિ, ત્યારે મારા મનમાં આવ્યું કે વખતે તેઓએ નાસીને પોતાની રક્ષા કરી હોય."

સત્યવતીની વાત પૂરી થયા પછી રામાનંદ ગોસ્વામીએ કહ્યું, "જગા હમણાં મને તે દેવકન્યાની ઝુંપડી પાસે લઇ ચાલ્ય. તે ઝુંપડી કેટલી છેટે છે? હું ચાલીને જઇ શકીશ નહિ?"

જગો એઓને લઇને પહેલાં કહેલી સ્ત્રીની ઝુંપડીની તરફ ચાલ્યો. ઝુંપડીમાં રહેનારી સ્ત્રીએ સસ્નેહથી એઓને પોતાની ઝુંપડીમાં બેસાડ્યો. સત્યવતી અને રામાનંદ એ સ્ત્રીને જોતાં જ તેઓ મનમાં વિચાર કરવા લાગ્યાં કે–આ દેવ છે કે માણસ છે!

---

## પ્રકરણ ૧૪ મું

## ઝુંપડીમાં રહેનારી

ઝુંપડીમાં રહેનારી સ્ત્રી સત્યવતી અને રામાનંદ ગોસ્વામીને સંબોધન કરીને કહેવા લાગી, "મારો પરિચય તમે હવે પછી જાણશો. આ દુરવસ્થામાં પડવા પછી આ સંસારમાં પ્રેમાનંદ અને લક્ષ્મણ સિવાય બીજા કોઇની પાસે આજ સુધી આત્મ પરિચય આપ્યો નથી. અને તે

સર્વ દુઃખની વાત કરવાનો આરંભ કર્યાથી મારા હૃદયમાંનો શોકાનલ પ્રજ્વલિત થઇ પડે છે. તેથી મારો પરિચય સાંભળવાની તમને કંઇ જરૂર નથી. પ્રેમાનંદ મને મા કહીને બોલાવે છે. હું પણ તેમને મારા પેટના છોકરા જેવા જાણું છું. તેથી તેની કને કેવળ આત્મ વિવરણ કહ્યું હતું."

"પ્રેમાનંદે કેવી રીતે દેવીસિંહના કેદખાનામાંથી નાસીને આત્મરક્ષા કરી હતી તે હું કહું છું તે સાંભળો."

સ્ત્રી અહિ સુધી કહી રહી ત્યારે રામાનંદે તેને બોલતાં અટકાવીને કહ્યું, "હમણાં મારો દીકરો કયાં છે? શું આ જંગલમાં છે? હું એકવાર તેને જોવા ઇચ્છું છું; ત્યાર પછી સર્વ વાત સાંભળીશ."

સ્ત્રી બોલી, "હમણાં તેને કલકત્તાની જેલમાં બંધીવાન કરી મૂક્યો છે. ગંગા ગોવિંદસિંહના કાવાદાવાથી પંદર માણસો જેલમાં છે. તે પંદર જણામાં પ્રેમાનંદ એક છે. પરંતુ તેને છોડવવાને માટે રંગપુરના માણસો યત્ન કરે છે. માઘ સુદ ૭ પહેલાં તેણે અહિ આવવાને કહ્યું હતું, પરંતુ આજે ૮ મ થઇ. શા માટે તેને આવવાને વાર થઇ તે હું કહી શકતી નથી."

રામાનંદ સ્ત્રીની વાતને રોકીને ફરી પૂછવા લાગ્યો, "તેને આવવાને માટે ૭ મનો દિવસ કેમ મુકરર કર્યો હતો?"

સ્ત્રી બોલી, "માઘ મહીનાની સાતમને દિવસે પ્રેમાનંદનો જન્મ દિવસ હતો. રંગપુરમાં સર્વ એકઠા થઇને આવું નક્કી કર્યું હતું કે તે શુભ દિવસે રંગપુર અને દિનાજપુરના જુલમ સહન કરનાર માણસો જુલમ રોકવાને માટે લઢાઇ કરશે. પરંતુ હજી સુધી તે અહિ આવ્યો નથી, ત્યારે જણાય છે કે તેઓની સર્વ કોશેશ–ઉદ્યમ નિષ્ફળ ગયા છે. હું આજે તેને માટે ઘણી ઉત્કંઠિત થઇને તેને માટે મંગળ કામના કરીને શિવપૂજા કરતી હતી."

રામાનંદે પૂછ્યું, "પ્રેમાનંદ દેવીસિંહના હાથમાંથી કેવી રીતે છૂટ્યો?"

સ્ત્રીએ કહ્યું, "તમે સાંભળ્યું હશે કે દુરાત્મા દેવીસિંહ સર્વદા પોતાની સાથે દશ બાર સ્ત્રી એકઠી કરીને રાખતો હતો. સાહેબ સુબેદારનું મન ખુશ કરવાને માટે તે સ્ત્રીઓને વખતે વખત તે દુર્મતિ અંગ્રેજોની પાસે મોકલતો હતો. હું પણ દુર્ભાગ્યથી દેવીસિંહથી પકડાઇ, ને તેણે સ્ત્રીવાડામાં નાંખી. અન્તર્યામી ભગવાન્ સિવાય બીજો કોઇ જાણતો નથી કે આ પાપાત્માએ મને કેટલું દુઃખ, કેટલું કષ્ટ આપ્યું છે."

"જ્યારે સ્વામી પુત્ર શોકથી હું ઘેલી થઇને કદી જાહેર રસ્તા ઉપર ફરતી હતી, ત્યારે મને પકડીને લઇ ગયા. પરંતુ તે ઘેલી અવસ્થામાં પણ ધર્માધર્મજ્ઞાનશૂન્ય થઇ નહોતી. હું કોઇ રીતે ધર્મ

વિસર્જન કરવામાં સંમત થઇ નહિ. તે વખતની દુરવસ્થા અને આત્મવિપદચિંતાથી મારો છોકરા ઉપરનો સ્નેહ ધીમે ધીમે ઓછો થવા લાગ્યો. બે ચાર દિવસ પછી મેં સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું. તે વેળાએ દેવીસિંહના ભયથી સર્વદા લુગડાની નીચે એક સુતીક્ષ્ણ છૂરી છૂપી રાખતી હતી. નરાધમે એકવાર મને ફુસલાવીને એક અંગ્રેજની પાસે મોકલી. મેં પહેલાં તેનો મનસુબો જાણ્યો હોત તો કદી હું જાત નહિ. મને મારે ઘેર મોકલવાની છલના કરીને તે મ્લેચ્છને ઘેર મોકલી. દુરાત્મા અંગ્રેજ હાથ લંબાવીને મને પકડવાને આવ્યો, તે વેળાએ મેં તરત છરી કાઢીને તેની છાતીમાં ભોંકી. પણ તેણે ઘણાં કપડાં પહેર્યાં હતાં તેથી તે છરી છાતીમાં ભોંકાઈ નહિ. પછી તે નરાધમ મને અડકયો નહિ. તે દેવીસિંહના ઉપર ઘણો ગુસ્સે થયો. ત્યારથી દેવીસિંહ મને કોઇની પાસે મોકલતો નહોતો. પરંતુ તે આશા રાખતો હતો કે બે ચાર મહીનામાં તેને વશ હું થઇશ. એના પછી બીજી દશ બાર સ્ત્રીઓની સાથે મને લઇને મુરશિદાબાદથી પૂર્ણિયા જવા નીકળ્યો. હું કોઈ રીતે પૂર્ણિયા જવાને સંમત થઇ નહિ. ત્યારે મને બાંધીને પૂર્ણિયા લઇ ગયો. જે સ્ત્રિયો પ્રાણનો ભય કરે છે, પ્રાણ આપીને ધર્મરક્ષા કરવાને તૈયાર નથી, તેઓને કેવળ દુરાત્મા વગર હરકતે કુપથગામિની કરવાને સમર્થ થાય છે. પરંતુ ધર્મરક્ષાને માટે જે પ્રાણ આપવાને સર્વદા તૈયાર હોય છે, તેનો આ ભૂમંડળમાં કોઇપણ ધર્મનાશ કરી શકતા નથી. હું પ્રાયઃ દોઢેક વર્ષ સુધી દેવીસિંહના સ્ત્રીઓના વાડામાં હતી. પૂર્ણિયામાં હું અને બીજી દશ સ્ત્રિયો સાથે રહેતી હતી. તેમાં છ મુસલમાની અને ચાર હિંદુ સ્ત્રીઓ હતી. તેમાંથી સરળ પ્રકૃતિવાળી મુસલમાન કુમારિયોને ઉચ્ચ પદસ્થ સાહેબ સુબાની સાથે નિકામાં આપશું એવી આશાથી પ્રલુબ્ધ કરતો હતો. પરંતુ હિંદુ સ્ત્રીઓ સારી પેઠે જાણતી હતી કે અંગ્રેજને અડકયાથી પોતાની જાતિથી ભ્રષ્ટ થવાશે, તેથી કેવળ મારના ભયથી જ તેઓ નાચારીએ આત્મવિક્રય કરવાને રાજી થઇ હતી."

"પૂર્ણિયામાં દેવીસિંહના આધીનમાં એક શીખ જમાદાર હતો. તેનું નામ લક્ષ્મણસિંહ હતું. લક્ષ્મણસિંહે જ્યારે જોયુ કે ધર્મરક્ષાને માટે હું પ્રાણ સુદ્ધાં આપવાને કુંઠિત થતી નથી, ત્યારે મારા ઉપર તેની પ્રગાઢ ભક્તિ અને શ્રદ્ધાનો ઉદય થયો. તે મને મા કહેવા લાગ્યો. એક દિવસે બપોરે લક્ષ્મણસિંહ મારી કને આવીને કહેવા લાગ્યો કે, 'વિશ્વાસઘાતકતાને હું મોટું પાપ સમજું છું, નહિ તો આટલા દિવસમાં તમને છુપી રીતે નસાડી મૂકત.' હું લક્ષ્મણને કહેવા લાગી 'બેટા! સ્વામી અને પુત્રના શોકથી મારૂં હૃદય દગ્ધ થાય છે. મારૂં મરણ થાય

તો ઘણું સારૂં. અનર્થક મારે માટે શા વાસ્તે વિપદમાં પડે છે? હું જલદીથી આ લોકમાંથી વિદાય થાઉં તેનો યત્ન કરૂં છું. જણાય છે કે, હવે એક બે મહીનામાં અહિ રહીશ તો પરમેશ્વર મને આ સંસારની યંત્રણાથી ઉદ્ધાર કરશે."

"લક્ષ્મણ મારી આ વાત સાંભળીને બાળકની પેઠે રડવા લાગ્યો. તે એક બાહાદુર પુરૂષ હતો, તે જોયાથી યમનો ભાઇ જણાતો હતો, પરંતુ આવા બળવાન સૈનિક પુરૂષનું હૃદય આટલું કોમળ હોય છે તે મેં કદી પણ જાણ્યું નહોતું. તે રડતો રડતો કહેવા લાગ્યો, 'મા હું નિશ્ચય તમને મારી ગર્ભધારિણીની પેઠે ગણું છું. દુરાત્મા દેવીસિંહે અહિઆ સેંકડો સ્ત્રિયોને લાવીને તેઓને સહેલાઇથી કુપથગામિની કરી છે. પરંતુ તમારા જેવી પરમ સાધ્વી મેં ક્યાંહી પણ જોઇ નથી. બાબા નાનકે કહ્યું છે કે સાધ્વી સ્ત્રિયો જ્યાં રહે છે તે એક માત્ર તીર્થસ્થાન છે. મેં નિશ્ચય કર્યો છે કે હું તમને મારે ઘેર રાખીને સ્ત્રી સહ તમારી રોજ સેવા કરીશ. તમે મને પોતાના પેટનો છોકરો જાણશો તો હું કૃતાર્થ થઇશ. તમે મારે ઘેર રહેશો તો મારૂં ઘર એક પવિત્ર તીર્થ-સ્થાન થશે!!"

"લક્ષ્મણની આ વાત સાંભળીને તરત મારા હૃદયમાં અપત્ય-સ્નેહનો ઉદય થયો. તે એવો મોટો વીરપુરૂષ હતો કે તેને જોયાથી સ્ત્રિયો ભયભીત થતી હતી. પરંતુ હૃદય વેગથી પરિચાલિત થઇને હું તેની પીઠ ઉપર હાથ ફેરવવા લાગી. પાળેલા સિંહની પેઠે તે મારા પગ નીચે પડી રહ્યો."

"પરંતુ થોડીવાર મનમાં ને મનમાં વિચાર કરીને ફરી મને કહેવા લાગ્યો, 'મા! મને કોઇ છોકરૂં છૈયું નથી. એક ભાઇનો છોકરો હતો તેનું પણ મરણ નીપજ્યું છે. હું હવે ચાકરી કરવા ઇચ્છતો નથી. વિશેષતઃ દેવીસિંહના જેવા દુરાત્માની અથવા આ ઇસ્ટ ઈંડિયા કંપનીના જેવા ધર્માધર્મજ્ઞાનશૂન્ય મ્લેચ્છોની ચાકરી કર્યાથી નિશ્ચય લોકોને દયા ધર્મમાં વિસર્જન આપવું પડે છે. હું ચાકરી છોડીને તમને સાથે લઇને સ્વદેશમાં જવા ઇચ્છું છું જ્યારે દેવીસિંહ તમને છોડશે નહિ, ત્યારે તરત (કમરની તરવાર મ્યાનમાંથી કાઢીને) આ સુતીક્ષ્ણ તરવારથી તેનું માથું છેદન કરીને તમારો ઉદ્ધાર કરીશ. પરંતુ જ્યાં સુધી તેના આધીનમાં ચાકરી કરીશ ત્યાં સુધી તેના વિરૂદ્ધમાં કંઇપણ વિશ્વાસ-ઘાતકતા કરીશ નહિ. નિમકહરામ થવું એ મોટું પાપ છે. બાબા નાનકે કહ્યું છે કે, જેનો પગાર લેવામાં આવે તેનું ભલું કરવા માટે પ્રાણ વિસર્જન કરવામાં પાછી પાની કરવી નહિ."

"લક્ષ્મણ મારી પાસે આ સર્વ વાત કહીને ચાલ્યો ગયો. હું નિર્જન સ્થળે બેસીને તેની સર્વ વાતનો વિચાર કરવા લાગી. ક્રમે હું આત્મવિસ્મૃત થઇ ગઇ. જોતા જોતામાં મને થોડી ઉંઘ આવી. એ વખતે એકદમ મારી પછવાડેથી ઘોંઘાટ સંભળાયો. તે વેળાએ રાતના આઠેક વાગ્યા હતા. ચંદ્રમાના પ્રકાશથી જોયું કે એક ઝાડની નીચે એક પરમ સુંદર યુવાન પુરૂષને વધ કરવાને માટે દેવીસિંહના કેટલાક સિપાઇઓ તૈયારી કરે છે. છુપી રીતે દેવીસિંહ જેનો પ્રાણ વિનાશ કરતો હતો, તેઓને અંદરના ભાગમાં તે ઝાડની નીચે લાવીને વધ કરતો હતો. યુવાને વિશેષ વીરત્વ દેખાડીને એક સિપાઇના હાથમાંથી તરવાર છીનવી લઇને તેનું માથું કાપી નાખ્યું. તેથી જણાય છે કે કદાચ સિપાઇઓએ ઘોંઘાટ કર્યો હોય."

"આ યુવકનું મોં જોઇને તેના ઉપર મારો દયાનો સંચાર થયો. હું મનમાં ધારવા લાગી કે આવા સુપુત્રના શોકથી એની મા નિશ્ચય ઘેલી થઇ જશે. કેવી રીતે આ યુવકનો પ્રાણ બચાવી શકું તેનો વિચાર કરવા લાગી. જેટલી હું તેના મ્હો સામું વધારે જોવા લાગી તેટલો એના ઉપર મારો સ્નેહ વધવા લાગ્યો. ઘણોક વિચાર કર્યા પછી હું લક્ષ્મણની પાસે દોડતી જઇને કહેવા લાગી કે, 'બેટા! લક્ષ્મણ! દેવીસિંહના માણસ એક પરમ સુંદર બ્રાહ્મણ કુમારને વધ કરવાની તૈયારી કરે છે. જો તું મારો ખરેખર પુત્ર હોય તો તું મારા કહેવા ઉપર પેલા છોકરાનો પ્રાણ બચાવ.'"

"લક્ષ્મણસિંહ બોલ્યો, 'એ થવું મુશ્કેલ છે. બ્રાહ્મણ કુમારનું નામ પ્રેમાનંદ ગોસ્વામી છે. દેવીસિંહનો પ્રાણ લેવાને માટે એ જુવાન એક છરી પોતાની સાથે લાવ્યો હતો. દેવીસિંહ એવા માણસને કદી ક્ષમા કરશે નહિ."

"મેં કહ્યું, 'મારે માટે તું લાચારીથી વિશ્વાસઘાત કરીને એનો જીવ બચાવ.' તે વેળાએ લક્ષ્મણ ઘણો વિચાર કર્યા કરીને મારી સાથે મારવાની જગ્યાપર આવ્યો અને સિપાઇયોને ધમકાવીને કહેવા લાગ્યો, 'એને હમણાં વધ કરવાનો હુકમ નથી. રાત્રે દશ વાગ્યા પછી જે કરવું હોય તે કરજો. એને મારા તાબામાં રાખીને ચાલ્યા જાઓ.' સિપાઇયોએ કહ્યું, 'જમાદાર સાહેબ, આ સાળો ઘણો ખરાબ છે. તેને પકડી રખાશે નહિ.'"

"લક્ષ્મણે કહ્યું, 'કંઇ ભય નથી, આવા સાત બંગાળીઓને હું પકડી રાખીશ.'"

"સિપાઇઓએ ધાર્યું કે કદાચ દેવીસિંહે લક્ષ્મણસિંહને પછી

આવો હુકમ આપ્યો હોય તેથી તેઓ પ્રેમાનંદને લક્ષ્મણસિંહના તાબામાં રાખીને ચાલ્યા ગયા."

"દેવીસિંહ પણ લક્ષ્મણસિંહના ઉપર ઘણો વિશ્વાસ કરતો હતો. લક્ષ્મણસિંહ દેવીસિંહની કુક્રિયાને સર્વાન્તઃકરણથી ધિક્કારતો હતો તે પણ દેવીસિંહ જાણતો હતો, પરંતુ તે જાણ્યા છતાં પણ લક્ષ્મણસિંહને નોકરીથી કાઢી મુકયો નહોતો. દેવીસિંહનો દૃઢ વિશ્વાસ હતો કે લક્ષ્મણસિંહ કદી ઠગીને પૈસા ચોરશે નહિ. તે વાસ્તે દેવીસિંહે લક્ષ્મણસિંહને માલ ગોદામનો જમાદાર મુકર્રર કર્યો હતો."

"રાતે નવ વાગે આકાશ મંડલમાંથી ચંદ્રમા અદૃશ્ય થઇ ગયો. ચારે બાજુએ અંધારૂં છવાઇ ગયું. તે વેળાએ લક્ષ્મણસિંહે છુપી રીતે મને પોતાના ઘરમાં બોલાવીને સિપાઇનો પોશાક પેહેરવાને કહ્યું. હું અને પ્રેમાનંદ સિપાઇનો પોશાક પેહેરીને લક્ષ્મણસિંહની સાથે દેવીસિંહના માલ ગોદામમાંથી બહાર નિકળ્યાં. થોડાં દૂર જતાં એક ખેતરમાં આવી પોંહોચ્યાં. ત્યાં બે જણા હમારી વાટ જોતા હતા. લક્ષ્મણે તેઓને કહ્યુ, 'આ બ્રાહ્મણ કન્યાને હું માતાના પ્રમાણે સન્માન આપું છું. એ પરમ સાધ્વી છે, એને અને આ જુવાનને દિનાજપુરમાં મારા ભાઇ રામસિંહના ઘરમાં પ્હોંચાડી આવો અને આ કાગળ રામસિંહને આપજો.' "

"હમે લક્ષ્મણસિંહની પાસેથી વિદાય થવાની પેહલાં તેણે મને કહ્યું, 'મા! હું ગુરૂ નાનકનો શિષ્ય છું; મેં આખી ઉમ્મરમાં કદી વિશ્વાસઘાત કર્યો નથી, પરંતુ દેવીસિંહ કદી પણ આ બ્રાહ્મણ કુમારને છોડત નહિ, તેથી લાચારીએ આજ મને વિશ્વાસઘાત કરવો પડ્યો, એટલા માટે હું હમણાં દેવીસિંહની કને જઇને કહીશ કે માતૃવાકય પાળવાને માટે વિશ્વાસઘાત કર્યો છે. હું હવે તમારી ચાકરી કરીશ નહિ. તમારી જેવી ઇચ્છા હોય તેવી વિશ્વાસઘાતને માટે મને સજા આપો તે હું અવનત મસ્તકથી સહન કરીશ.' ધન્ય લક્ષ્મણ! ધન્ય આર્યવીર!"

"લક્ષ્મણસિંહની આ વાત સાંભળીને હું ભયભીત થઇ. મારા મનમાં આવ્યું કે કદાચ દેવીસિંહ લક્ષ્મણસિંહને ફાંસીની સજા આપે અને લક્ષ્મણસિંહ ઇચ્છાપૂર્વક વિશ્વાસઘાતના દંડ સ્વરૂપ પોતાનો પ્રાણ આપવાને રાજી થાય. તે વેળાએ મેં લક્ષ્મણનો હાથ પકડીને કહ્યું, 'બેટા! પુત્રશોકથી મારૂં હ્રદય બળીને ખાખ થઈ જાય છે, તેના ઉપર આ વિપદની હાલતમાં તું મને મા કહીને બોલાવે છે તો થોડી શાંતિ વળે છે; હવે શું હું તને જીવન વિસર્જિત કરીને આત્મરક્ષા કરૂં? હું તારી સાથે પાછી આવું છું. આ બ્રાહ્મણકુમારને કેવળ નાસી જવાની તજવીજ કરી આપ એટલે ઘણું છે.'"

લક્ષ્મણ મારી વાત સાંભળીને થોડીકવાર મુંગો રહ્યો. પછી કહેવા લાગ્યો, "મા, તમને કંઇ ભય નથી. હું પ્રાણ વિસર્જન કદી ઉલ્લંઘન કરીશ નહિ. હું જીવતો રહું ને તેથી જો તમને સુખ થાય તો હું કેવળ તમારાં સુખશાંતિને માટે જીવન ધારણ કરીશ. આજથી આ જીવન તમારા ચરણમાં સમર્પણ કર્યું. તમારી સેવા ચાકરી કરવી એ જ મારા જીવનનો ઉદ્દેશ રહ્યો છે. જેનાથી તમે સુખી થાઓ તે જ હું કરીશ. આજથી તમે મારી મા છો. એક માત્ર આરાધ્ય દેવી થયાં. દેવીસિંહના માલગોદામની કુંચી હમણાં મારી કને છે. હું હમણાં જ જઇને ચાકરી છોડું છું, તેના માલગોદામની કુંચી તેને પાછી આપી આવું; અને તેને કહી આવું કે જ્યારે તમે બ્રહ્મહત્યા કરવાને પણ કુંઠિત થતા નથી, ત્યારે હું તમારા આધીનમાં ચાકરી કરવા ઇચ્છતો નથી."

"લક્ષ્મણ આટલી વાત કહીને હમારી પાસેથી વિદાય થયો. હમે તેણે નિયુક્ત કરેલા માણસની સાથે કૃષ્ણગંજના વચમાંથી બે દિવસ પછી દિનાજપુરમાં પહોંચ્યાં."

"લક્ષ્મણનો પત્ર તેના ભાઈ રામસિંહને મળ્યાથી તેણે ઘણા સમાદરથી હમોને પોતાને ઘેર રાખ્યાં. રામસિંહનું અંતઃકરણ દયા અને સ્નેહથી પરિપૂર્ણ હતું. લક્ષ્મણ મને મા કહીને બોલાવતો હતો, એટલા માટે રામસિંહ પણ મને મા કહીને બોલાવવા લાગ્યો. જ્યારે હમે રામસિંહને ત્યાં ગયાં ત્યારે રામસિંહ ઘણો શોકાર્તમાં પડ્યો હતો, કારણ કે તેનો એક પુત્ર થોડા દિવસ ઉપર મરી ગયો હતો. પ્રેમાનન્દને રામસિંહ પોતાના ઘરમાં આવેલો જોઇને પુત્રના જેવો તેના ઉપર સ્નેહ દેખાડવા લાગ્યો."

"પ્રેમાનંદ રામસિંહની સ્ત્રીને અને મને મા કહીને બોલાવવા લાગ્યો. બે દિવસ પછી લક્ષ્મણસિંહ ચાકરી છોડીને દિનાજપુરમાં આવ્યો. લક્ષ્મણસિંહની બાયડી પણ રામસિંહના ઘરમાં રહેતી હતી. તે પુત્રવધૂના પ્રમાણે મારી સેવા ચાકરી કરવા લાગી, પરંતુ મને સર્વદા અશ્રુ વિસર્જન કરતી જોઇને લક્ષ્મણ અને તેની બાયડી ઘણું દુઃખ પ્રકાશ કરતાં અને મ્હારા દુઃખ નિવારણના કંઇ ઉપાય છે કે નહિ તે વિષે સર્વદા પૂછતાં અંતે મ્હેં તેઓની પાસે આત્મદુઃખ કહ્યું."

* * * * *

"તે વેળાએ પ્રેમાનંદ અને લક્ષ્મણ મ્હને રામસિંહના ઘરમાં મૂકીને મ્હારા મ્હોટા છોકરાની શોધ કરવાને માટે દીલ્લી જવા નીકળ્યા. બે ત્રણ મહીના થયા પ્રેમાનંદ પાછો આવ્યો છે. પરંતુ લક્ષ્મણ હજી સુધી પંજાબમાં મ્હારા છોકરાની શોધ કરે છે. પ્રેમાનંદે જેવી રીતે

મ્હને કહ્યું છે તેના ઉપરથી જણાય છે કે લક્ષ્મણ જલ્દીથી મ્હારા છોકરાને સાથે લઇને અહિં આવશે. સંભળાય છે કે મ્હોટો છોકરો હજી જીવતો છે."

સ્ત્રીએ અહિં સુધી કહ્યા પછી સત્યવતીએ તેને પૂછ્યું, "તમારે કેટલાં છોકરાં હતાં?" સ્ત્રીએ જવાબ આપ્યો, "તે સઘળી વાત હું કોઇની પાસે કહેવા ઇચ્છતી નથી. કેવળ આ કહું છું કે દુરાત્મા ગંગા ગોવિંદસિંહની ઠગબાજીથી મ્હારા સ્વામીએ આત્મહત્યા કરી અને મ્હારાં બે છોકરાં મરણ પામ્યાં."

રામાનંદ ગોસ્વામી બોલ્યો, "મા! તમારી કૃપાથી મ્હારો પ્રેમાનંદ હજી જીવતો છે! તમે હમારી પાસે આત્મ પરિચય આપશો તો શું હમે તમારૂં અનિષ્ટ કરીશું એવો વિચાર કરો છો?"

સ્ત્રીએ જવાબ આપ્યો, "તમે મારૂં અનિષ્ટ કરવાની કોશિષ કરશો નહિ, એ હું સારી પેઠે જાણું છું. પરંતુ પ્રેમાનંદે મને હમણાં કોઇની પાસે પણ આત્મવિવરણ કહેવાની મનાઈ કરી છે. હું સમજી શકતી નથી કે શા માટે હજી પણ ગંગા ગોવિંદસિંહ મને પકડવાને માટે યત્ન કરે છે? જણાય છે કે, તે આ વિષયમાં કંઈ જાણીને જ મને સર્વદા આત્મગોપન કરવાને કહ્યું હશે."

રામાનંદે કહ્યું, "પ્રેમાનંદને હમણાં શા માટે ગંગા ગોવિંદસિંહે કેદખાનામાં રાખ્યો છે? મારી સઘળી બ્રહ્મત્ર જમીન તો મેં દશબાર વર્ષથી છોડી દીધી છે, ને પૈત્રિક ભદ્રાસન પણ ત્યાગ કર્યું છે."

તે સ્ત્રી બોલી, "શા માટે પ્રેમાનંદને કેદ કરવામાં આવ્યો છે તે હું કંઈ જાણતી નથી. સાંભળ્યું છે કે ગૌર મોહન ચૌધરિ નામના એક દુષ્ટ જમીનદારે તેની સઘળી મસલત કહી દીધી છે." રામાનન્દે કહ્યું, "દેવીસિંહના પૂર્ણિયાના કેદખાનામાંથી નાસી ગયા પછી પ્રેમાનન્દ કેટલા દિવસ દિનાજપુરમાં હતો?"

તે સ્ત્રી બોલી, "પૂર્ણિયાથી નાસીને દિનાજપુરમાં આવતાની વાર મેં પ્રેમાનન્દને તમારી પાસે અને સત્યવતીની પાસે જવા કહ્યું હતું. પરન્તુ તેણે મારી વાત માની નહિ. તેણે મને કહ્યું, 'મા! તમારી કૃપાથી મારૂં જીવન બચ્યું છે. તમારા પુત્રની શોધ નહિ કરતાં હું ઘેર પાછો જઇશ નહિ."

વિશેષતઃ તે વખતે તેણે છુપી શોધથી જાણ્યું કે તમે નિર્વિઘ્નથી રંગપુરમાં એક શિષ્યને ઘેર છો, તમને તે વેળાએ બીજી કંઈ ફિકર નહોતી. તેથી તે લક્ષ્મણની સાથે મારા છોકરાની શોધને માટે ગયો. પરંતુ અગિયાર વર્ષ છતાં મહારા છોકરાની કંઈ શોધ મેળવી શકયા નહિ તેથી તેઓ

નિરાશ થઇને પાછા સ્વદેશમાં આવતા હતા. કાશીમાં આવીને એક મહા પુરૂષને મ્હોંએ સાંભળ્યું કે, મ્હારો છોકરો પંજાબમાં છે તેથી લક્ષ્મણ કાશીથી પંજાબમાં જવા નીકળ્યો, અને પ્રેમાનંદને તમારી સાથે મુલાકાત કરવાને માટે સ્વદેશમાં મોકલ્યો. રંગપુરમાં તમે જે શિષ્યના ઘરમાં રહેતા હતા ત્યાં પ્રેમાનંદ ગયો, પણ ત્યાં તમારો પત્તો લાગ્યો નહિ. રંગપુરથી તમે કયાં ગયા છો તે કોઇએ પણ કહ્યું નહિ. તેથી તે ઘણો દુઃખી થઇને પાછો દિનાજપુરમાં મારી પાસે આવ્યો. અહિં આવીને સાંભળ્યું કે ગંગા ગોવિંદસિંહ અને દેવીસિંહે મને પકડવાને માટે છૂપા જાસુસ લગાડ્યા છે, એનાથી મને ઘણો ભય ઉપજ્યો. તે વેળાએ પ્રેમાનંદે રામસિંહની સાથે સલાહ કરીને મને સાથે લઇને આ જંગલમાં આવીને રહેવા લાગ્યો. હું અહિં બે મહિના થયાં આવી છું. પ્રેમાનંદ વખતો વખત તમારી શોધ કાઢવા માટે રંગપુર જતો. રંગપુરમાં તેને દેવીસિંહના માણસોએ પકડીને ગંગા ગોવિંદસિંહની પાસે મોકલ્યો છે. ગંગા ગોવિંદસિંહે તેને કેદખાનામાં પૂરી રાખ્યો છે."

રામાનંદે કહ્યું, "રંગપુરમાં દેવીસિંહના માણસોએ પ્રેમાનંદને પકડ્યો છે એ તમે કોની પાસેથી સાંભળ્યું?"

તે સ્ત્રી બોલી, "પ્રેમાનંદની સલાહથી રંગપુરની સઘળી જુલમથી પીડાતી રૈયત હાલમાં ટોળાબંધ થઈ છે. દેવીસિંહના માણસો તેના ઉપર મોટો જુલમ ગુજારે છે તેથી તેઓએ દઢ નિશ્ચય કર્યો છે કે કંપનીની તાબેદારી માનીશું નહિ. કંપનીને આ દેશમાંથી એકદમ કાઢી મૂકીશું. પ્રેમાનંદના દળમાંના લોકો સર્વદા મારી પાસે આવીને ખબર અંતર પૂછી જાય છે, તેઓ જ મને ખાવા પીવાને માટે વસ્તુ આપી જાય છે. પ્રેમાનંદ કલકત્તામાં ગયો ત્યારથી તેઓ મારી ખબર અંતર રોજ લે છે. પરંતુ આજે મને મોટી આશંકા થાય છે કે પ્રેમાનંદનો સર્વ બંદોબસ્ત વિફલ ગયો કે શું? સાતમને દિવસે પ્રેમાનંદ સર્વ બંદોબસ્ત કરશે એવું જાણ્યું હતું; પરંતુ આજે પણ તે જ્યારે આવ્યો નથી તેથી વિપત્તિ થવાની આશંકા જણાય છે."

સ્ત્રીની વાત પૂરી થતામાં જ જંગલમાંથી એકાએક આ ઝુંપડીની પાસે આવી પોચ્યા. રામાનંદ ગોસ્વામી ભયથી ચમકી ઉઠ્યાં. પરંતુ સ્ત્રીએ તેઓને ધીરજ "ડરશો નહિ, એઓ પ્રેમાનંદના અનુગત માણસો થયું છે તે હમણાં જાણી શકશો."

## પ્રકરણ ૧૫ મું

### કલકત્તા જવું

નવા આવેલા પાંચ જણોએ ઘરમાં આવીને ઝુંપડીમાં રહેનારી સ્ત્રીને પ્રણામ કર્યા. સ્ત્રીએ તેઓને આશીર્વાદ આપ્યો! "ભગવાન્ તમારી મનોવાંછા પૂર્ણ કરે." ઉપરના પાંચ જણામાંથી એકનું નામ દયારામ હતું. એને કોઈ કોઈ માણસ દયાશીલ કહીને બોલાવતા હતા. બીજા ચાર માણસો પેલી સ્ત્રીને માટે ખાવાનું ઉચકીને દયારામની સાથે આવ્યા હતા.

દયારામ પેલી સ્ત્રીને કહેવા લાગ્યો, "મા! અમે હમણાં ઘણા ઉત્કંઠિત થયા છિયે. પ્રેમાનંદને પકડીને કલકત્તામાં લઇ જવાની વખતે છુપી રીતે મને કહ્યું હતું કે ગમે તે રીતે કેદખાનામાંથી નાસીને માઘ મહીનાની સાતમની પ્હેલાં રંગપુરમાં આવીશ, પરંતુ હજી સુધી તે આવ્યો નથી. તેણે બીજું કહ્યું હતું કે જો સાતમને દિવસે મારૂં આવવું નહિ થાય તો પણ તે દિવસે કામની શરૂઆત કરવી. તેમના ઉપદેશ પ્રમાણે હમે કાલે નૂરાલ મહમદને નવાબ મુકરર કરીને કંપનીના સિપાઇઓને ગામમાંથી હાંકી મૂકીશું, પરંતુ સિપાઇઓએ વિશ્વાસઘાતક ગૌરમોહન ચૌધરીની મદદ લઇને કાજીહાટના માણસોને પકડવાનો આરંભ કર્યો, તેથી હમારી સાથે તેઓની એક લડાઈ થઈ. તેમાં કોઇ પણ સિપાઇ જીવતો રહ્યો નહિ. પ્રેમાનંદે એક વખતે કહ્યું હતું કે નાસી જનાર માણસોનો કદી પ્રાણવધ કરશો નહિ. હમારી તરફના માણસો પ્રેમાનંદનો ઉપદેશ વીસરી ગયા અને ઉશ્કરાઇને કંપનીના સઘળા માણસોના પ્રાણ લીધા. ગૌરમોહનના વિશ્વાસઘાતને લીધે પ્રેમાનંદ પકડાયો હતો તેથી વેર લેવાને માટે ઉશ્કેરાઇને હમારી તરફના માંણસોએ ગૌરમોહનનો જીવ લીધો, મને એમ લાગે છે કે પ્રેમાનંદ સંગ્રામક્ષેત્રમાં હાજર નહિ થાય, તો તેના મુકરર કરેલા નિયમથી કામ થવું ઘણું મુશ્કેલ પડશે. તેણે હમોને વારંવાર કહ્યું હતું કે 'ધર્મનો રસ્તો–સત્યનો રસ્તો નહિ છોડ્યાથી આપણે કદી પરાજિત થઇશુ નહિ.' તેમનો ઉપદેશ પાળવાને માટે મેં ઘણી કોશેશ કરી હતી, પરંતુ સામી તરફનો જેવો વિશ્વાસઘાત થયો હતો, તેથી હમોને ડર ઉત્પન્ન થયો હતો કે આત્મરક્ષાને માટે હમોને કોઇ કોઇ વખતે ન્યાયનો માર્ગ છોડી દઇને અન્યાય યુદ્ધમાં પ્રવૃત્ત થવું પડશે. આ વેળાએ હમોને કોઈ શીખામણ દેનાર નથી. હમે આપને સાક્ષાત્ દેવી ભગવતી સ્વરૂપ જાણીએ છીએ. પ્રેમાનંદના ઉદ્ધારને માટે હવે શું કરવું જોઇએ તે આપની પાસે હમે પૂછવા આવ્યા છિયે."

દયારામનું બોલવું પૂરૂં થયા પછી ઝુંપડીમાં રહેનારી સ્ત્રી બોલી, "બેટા, જ્યારે લડાઇ શરૂ થઈ છે, ત્યારે તેનું કામ છોડીને પ્રેમાનંદના ઉદ્ધારને માટે બીજી જગા પર જવું ઉચિત નથી. તમે કાર્યક્ષેત્રમાં રહીને પ્રાણુપણથી લઢાઇ કરો. પ્રેમાનન્દને છોડવાનું જે કંઈ કરવું હશે તે હું કરીશ. કંપનીના વહિવટથી એક તો દેશમાં લુટાલુટ ચાલી છે, તેમાં વળી આ લડાઇને લીધે નાના પ્રકારના જુલમ થવાનો સંભવ છે. સામેની તરફના માણુસો, દેશી સ્ત્રીઓના ઉપર કોઇપણ રીતે જુલમ નહિ કરે તેને માટે ઘણો યત્ન કરજો. પ્રેમાનન્દે તેને વારંવાર કહ્યું હતું કે લઢાઇની વખતે આપણી તરફથી અથવા સામેની તરફથી સ્ત્રીઓની ઉપર કંઇ જુલમ નહિ થાય તેને માટે સાવચેત રહેવું. તમે તેનો ઉપલો ઉપદેશ કદી પણુ ઉલ્લંઘન કરશો નહિ."

દયારામે જવાબ આપ્યો, "હમારો પ્રાણુ જાય તો પણુ તેનો ઉપલો ઉપદેશ ઉલ્લંઘન કરીશું નહિ. કંપનીના સિપાઇયો સ્ત્રિયોની ઉપર ઘણો જુલમ ગુજારવામાં કુંઠિત થતા નથી; તેથી તેઓનાં આવાં નિષ્ઠુરાચરણ જોઇને હમારા માણસો પણ ક્રોધાયમાન થઈ તેઓનું અનુકરણ કરે છે."

ઝુંપડીમાં રહેનારી બોલી, "જે સૈનિક પુરૂષો નારી જાતિના ઉપર જુલમ કરે તેઓ ઘણા કાયર પુરૂષો હોવા જોઇએ. તેઓ કદી પણુ વીર નામને યોગ્ય નથી; તેઓ ખરેખર ખુની સરખા છે."

દયારામે તેના જવાબમાં કહ્યું, "આપનો ઉપદેશ પાળવામાં હમે જીવ સુદ્ધાં આપવાની કોશેશ કરીશું. કાલે લઢાઈ થઈ રહ્યા પછી સાંઝે રંગપુર છોડ્યું હતું અને હમણાં હું આપની પાસે આવ્યો છું. મને શું પાછો રંગપુર જવાને આજ્ઞા આપો છો?"

ઝુંપડીમાં રહેનારીએ કહ્યું, "તમે એક ઘડી પણુ નહિ થોભતાં સાથીઓને જોડે લઇને જલદીથી ઘોડો દોડાવતા રંગપુરમાં જઇ પ્હોંચો; ઈશ્વરની મરજી હશે તો પ્રેમાનન્દ ચાર પાંચ દિવસમાં તમને મળશે."

આ સાંભળીને તરત પ્રણામ કરીને દયારામ રંગપુરની તરફ રવાના થયો. તેના ગયા પછી ઝુંપડીમાંની રહેનારી, સત્યવતીને કહેવા લાગી, "બ્હેન! હું પોતે પ્રેમાનંદનો ઉદ્ધાર કરવા માટે કલકત્તે જાઉં છું. તમે અહિં, જ્યાં સુધી હું નહિ આવું ત્યાં સુધી રહેજો, પરંતુ મને એક આશંકા થાય છે કે પ્રેમાનંદે મને અહિંથી જવાને વારંવાર મનાઈ કરી છે. શા માટે તેણે મનાઈ કરી હશે, તે હું કંઈ જાણુતી નથી."

સત્યવતી બોલી, "મા! તમને તેઓએ જવાને મનાઈ કરી છે તો તમે જતાં નહિ. તમે અહિં જ રહો, હું કલકત્તા જાઉં છું અને તેઓનો ઉદ્ધાર કરવાની તજવીજ કરૂં છું."

ઝુંપડીમાં રહેનારીએ પૂછ્યું, "તેઓનો ઉદ્ધાર શી રીતે તમે કરશો?"

સત્યવતીએ જવાબ આપ્યો, "ત્યાં ગયા પછી જેવી હાલત જોઇશ તેવી તદબીર કરીશ."

ઝુંપડીમાં રહેનારી આ સાંભળીને બોલી, "તમે ન્હાના છો. તમારાથી એ થવું ઘણું મુશ્કેલ છે."

સત્યવતીએ કહ્યું, "વિપદમાં પડ્યાથી ઘણી અડચણોવાળા કામની શિક્ષા મળે છે; વિપદ્ અને દુરવસ્થા માણસને ઘણું શીખવે છે."

રામાનંદ ગોસ્વામી એ બન્નેની વાત સાંભળીને બોલ્યો, "બેટાએ જેવું સાહસ દેખાડ્યું હતું તેથી જ મને કેદખાતામાંથી છોડવ્યો, તેથી હું જાણું છું કે સત્યવતી જરૂર પ્રેમાનંદનો ઉદ્ધાર કરીને લાવશે. હું હવે ઘણા દિવસ જીવવાનો નથી. મરણની પહેલાં પ્રેમાનન્દને એકવાર જોવાની ઇચ્છા થાય છે."

રામાનન્દની વાત પુરી થઈ એટલામાં રૂપો તેઓની પાસે આવી પ્હોંચ્યો. રૂપો આગમજથી જાણતો હતો કે એઓ પાડુયાના જંગલમાં નાસીને કોઈ જગાપર રહેશે. રૂપાને સારી સ્થિતિમાં પાછો આવેલો જોઇને સઘળાંઓ ઘણાં ખુશી થયાં. ઘણી વાતચીત કર્યાં પછી સત્યવતી જગાને સાથે લઇને સ્વામીના ઉદ્ધારને માટે કલકત્તાની તરફ જવા નીકળી. સત્યવતીને બદલે રામાનન્દની સેવા ચાકરી તે ઝુંપડામાં રહેનારી સ્ત્રી કરવા લાગી.

## પ્રકરણ ૧૬ સું

### સ્વપ્નું

આ સંસારમાં જેઓ બીજાનું નુકસાન કરીને માન મેળવે છે; સર્વદા જેઓ સ્વાર્થથી ચલાયમાન થઇને બીજાનાં સારાં નરસાં ઉપર કંઈ પણ નજર રાખતા નથી, તેઓને જીવનમાં કદી શાંતિ હોતી નથી. ચિર શાંતિ જ તેઓનું ફક્ત ઇનામ હોય છે. પરંતુ સર્વે એક પ્રકારની જ અશાંતિ ભોગવતા નથી. પોતપોતાની ખાશિયતના અનુસારે એક એક માણસ જુદી જુદી રીતની અશાંતિ ભોગવે છે.

સ્વાર્થપરતા, અર્થલિપ્સા, કામ, ક્રોધ વગેરે રૂપે જેના હૃદયને પથ્થર જેવાં કરી મૂક્યાં છે; જેના અંતરમાં દયાનો લેશ પણ અંકુર જણાતો નથી, દરિદ્રનો આર્તનાદ અને રોવાના અવાજનો જેના કાનમાં પ્રવેશ થતો નથી, પોતાના સુખનો વિચાર જેની વિવેચનાએ જડ કરી મૂકયો છે, અને જશ તથા મહોટાઇ મેળવવાને માટે જેની વિચાર શક્તિ તે તરફ ચલાવે છે, તેને નિરાશા અને ભય જ ચિર અશાંતિનું એક માત્ર મૂલ કારણ છે.

જેનો વિવેક ઘણો જડ થયો નથી; દયા સ્નેહ મમતા હજી સુધી વિજળીના પ્રકાશની પેઠે જેના હૃદયમાં થોડી પળને માટે ઉત્પન્ન થાય છે, તેને પરમેશ્વર સુમાર્ગે લઇ જવાને માટે વખતો વખત તેના હૃદયમાં અનુતાપાનલ પ્રજ્વલિત કરે છે અને તેના આત્માને સન્માર્ગે લઈ જાય છે.

દેવીસિંહનું હૃદય એકીવારે પથ્થરના જેવું થઇ ગયું હતું, તેનો અંતરાત્મા બળીને રાખ થઈ ગયો હતો. દયા, મમતા અને સ્નેહનો પ્રકાશ તેની તે અંધારી ગુફાના જેવા હૃદયમાં કદી પ્રકાશ કરી શકતો ન હોતો; કોઇ કુકાર્ય, કોઈ પ્રકારના અસદાચરણથી પણ તેના હૃદયમાં અનુતાપાનલ પ્રજ્વલિત થતો ન હોતો.

પરંતુ ગંગા ગોવિંદસિંહ દેવીસિંહના પ્રમાણે એકી વારે મનુષ્યત્વ વગરનો થયો ન હોતો. સ્વાર્થપરતા અને અર્થલિપ્સાએ સંપૂર્ણ રીતે તેની વિચારશક્તિને જડ કરી મૂકી ન હોતી. એડમાંડ બર્ક વગેરે વિલાયતના સહૃદય મહાત્માઓએ દેવીસિંહ અને ગંગા ગોવિંદસિંહને એક સરખા નર પિશાચ કહ્યા છે. પરંતુ ગંગા ગોવિંદસિંહના અંતરમાં થોડી વાર રહેનારી વિજળીની પેઠે કોઈ કોઇક વખતે દયા, સ્નેહ અને મમતાનાં ચિહ્ન જણાતાં હતાં.

આખો દહાડો ગંગા ગોવિંદસિંહ વસુલાતના કામમાં લાગી રહેતો હતો. આખા બંગાળનું સર્વ વસુલાતનું કામ તેના હાથમાં હતું તેથી તેને દિવસમાં મુદ્દલે બીજા વિષય ઉપર વિચાર કરવાની ફુરસદ મળતી ન હોતી. તેને રોજ રાત્રે મોટાં મોટાં સ્વપ્નાં આવતાં તેથી તે ભડકીને જાગી ઉઠતો હતો. કોઇ કોઇ વખતે સ્વપ્નામાંથી બુમો પાડતો હતો.

બાર તેર વર્ષથી રોજ તે સ્વપ્નાં જોતો હતો. હમેશાં નીચલું સ્વપ્નું જોયા સિવાય રહેતો ન હોતો. ધારવાળી છુરી હાથમાં લઇને એક પરમ સુંદર બ્રાહ્મણની સ્ત્રી બે કમર ઉપર બે મરેલાં છોકરાંને લઇને તેની તરફ દોડતી આવતી. બ્રાહ્મણની સ્ત્રી તેની પાસે આવીને બે મરેલાં છોકરાંને તેના માથા ઉપર ફેંકીને તેની છાતીમાં છુરી ભોંકી દેતી. પછવાડેથી એક બ્રાહ્મણ પોતાના ખભા ઉપરનું જનોઇ કાઢીને તેના ગળામાં બાંધીને વારંવાર ક્રોધથી કહેતો કે, "તારી દગાબાજીથી હું જમીન વગરનો થઇને કષ્ટ ભોગવીને ફાંસી ખાઇને મરી ગયો છું. આજ તારે પણ આવી રીતે મરવું પડશે."

જનોઇ ગળામાં બાંધ્યાથી ગળું બંધ થઇ જતું હોય એવું જાણતો હતો તેથી તે સ્વપ્નામાં બુમો પાડતો. તેની બુમોથી તેની સ્ત્રી કોઇ કોઇ વખતે જાગી ઉઠતી હતી.

ગંગા ગોવિંદસિંહની સ્ત્રી ઘણી પતિવ્રતા અને પુણ્યશીલા હતી. તેણી સ્વામીના મ્હોએથી ઉપલી સ્વપ્નાની વાત સાંભળીને ઘણી દુઃખિત થઇ. હેવા સ્વપ્નના સંબંધમાં, હિંદુ સ્ત્રીઓના તે વેળાના ચાલતા સંસ્કારથી પરિચાલિત થઇને તેણે એક દિવસે કાતર સ્વરથી સ્વામીને કહ્યું, "નાથ! તમારાં કરેલાં પાપનું પ્રાયશ્ચિત્ત નહિ કર્યાથી સ્વપ્ન સ્વરૂપ એક સખ્ત રોગથી કદી છુટી શકશો નહિ. એટલા માટે તમે જે બ્રાહ્મણની સ્ત્રીનું સ્વપ્નું જુઓ છો તેની શોધ કરો. જેટલી જમીન તેની છીનવી લીધી હોય, તેનાથી સોગણી જમીન તેને આપીને તેની પ્રસન્નતા મેળવો. તમારા મંગળને માટે હું તેને થોડો વખત સુધી આપણા ઘરમાં રાખીને હું રોજ તેના ચરણની અર્ચના કરીશ અને તેની ક્ષમા માંગીશ."

ગંગા ગોવિંદ, દેવીસિંહની પેઠે ઘણો ખરાબ નહોતો. તેણે પોતાની બાયડીના કહેવા પ્રમાણે કામ કરવાનું નક્કી કર્યું. સ્વપ્નામાં જે બ્રાહ્મણની સ્ત્રીને જોતો હતો તેને તે પ્રથમ ઓળખતો હતો. તેથી તેને બોલાવવાને માણસો મોકલ્યાં. માણસોએ આવીને કહ્યું કે એ સ્ત્રી ઘેલી થઇને રસ્તામાં કૂદતી હતી. તેથી દેવીસિંહે કેટલાક મહિના થયા તેને એક મકાનમાં પુરી રાખી છે. ગંગા ગોવિંદે તેને વિશે લોકના મ્હોએ સાંભળીને દેવીસિંહને તે બ્રાહ્મણની સ્ત્રીને છોડવાની વિનંતિ કરી, પરંતુ તે વેળાએ ગંગા ગોવિંદસિંહ મુરશિદાબાદમાં કાનુગોનું કામ કરતો હતો, તે વેળાએ તેનું કંઈ ચાલતું નહોતું, તેથી દેવીસિંહે તેની વાત ઉપર લક્ષ આપ્યું નહિ. એને લીધે દેવીસિંહની સાથે ગંગા ગોવિંદની પહેલાંની દુશ્મની થઈ હતી.

દેવીસિંહ પહેલાંની વાતથી ધારતો હતો કે ગંગા ગોવિંદસિંહ પેલી બ્રાહ્મણીને ઉપપત્ની કરવાને માટે શોધ કરે છે, પરંતુ ખરી વાત તેમ નહોતી. દેવીસિંહના જેવા જેના અંતરાત્મા નરક સરખા થયા છે તે માણસો કોઈ કામમાં સદુદ્દેશ જોઈ શકતા નથી.

ગંગા ગોવિંદે ઘણી તજવીજ કરી પણ તે બ્રાહ્મણીને મેળવી શક્યો નહિ. તે બાર વર્ષથી દરરોજ રાતે તેનું સ્વપ્નું વારંવાર જોતો હતો.

## પ્રકરણ ૧૭ મું

### આ તો વિપ્લવનું ફળ

આગલા પ્રકરણમાં ગંગા ગોવિંદનું સ્વપ્નાનું વર્ણન વાંચીને વાંચનારાઓ સહજ અનુમાન કરી શકશે કે ગંગા ગોવિંદ ઝુંપડીમાં રહેનારી બ્રાહ્મણીને સ્વપ્નામાં જોતો હતો. પરંતુ એ ઝુંપડીમાં રહેનારી સ્ત્રી કોણ છે? અને કેવી રીતે તેને હાલની સ્થિતિ પ્રાપ્ત થઈ છે? તે કહેવું

હોય તો પ્ર...ના કેટલોક ઐતિહાસિક બનાવ કહેવો જરૂરનો છે, એટલા માટે પ્ર...રણની શરૂઆતમાં હમે તે વેળાનો સઘળો ઐતિહાસિક બનાવ ...ખીએ છીએ.

બંગાળા મુસલમાનોથી પરાજિત થયા પછી, મહારાજ માનસિંહ અને ટોડરમલ વગેરે સુબેદારોએ પોતપોતાના શાસનકાલે બંગાળની જૂદા જૂદા ભાગની ઘણીક જમીનો બ્રાહ્મણ પંડિતોને વગર કરથી બ્રહ્મત્ર સ્વરૂપ દાન આપી હતી. તેઓ બ્રાહ્મણ પંડિતના સિવાય બીજા દેશના સદ્ગુણશીળ અને સચ્ચરિત્રવાન માણસને પણ કોઈ કોઈ વખત સન્માનસૂચક ઉપાધિ આપતી વેળાએ ઘણી જમીન દાન કરતા હતા. હાલના સમયમાં જેવી રીતે કોઈ રેલવે કંટ્રાક્ટર અથવા કોઈ પબ્લીક વર્કસ ડિપાર્ટમેન્ટના ઓવરસિયર સરકારના બે ત્રણ લાખ રૂપિયા ઉચાપત કરીને તેમાંથી દશ હજાર રૂપિયા વળી કોઈ કલેક્ટરની વિનંતિથી સાધારણના ભલાને માટે દાન કર્યાથી અથવા કોઈ વિલાયતની સભામાં આપ્યાથી તથા કોઇ મોટા અંગ્રેજને ખુશ રાખવાથી તથા પેહેલાં પોતે મોટી મોટી સરકારી ખાતામાંથી ચોરી કરીને પછી વ્હેપારી થઇને પચાસ હજાર કોઇ ફંડમાં નાંખ્યાથી એક રાવ બહાદુર અથવા એક સિ. એસ. આઇ. ની પદવી મેળવે છે તેવો પહેલાં નિયમ નહોતો. હિંદુ અથવા મુસલમાન રાજાઓ કોઈ માણસને સન્માનસૂચક ઉપાધિ આપતી વેળાએ ઘણું કરીને જમીન આપતા હતા; અથવા કોઈ ભારે કીંમતની વસ્તુ ભેટ આપતા હતા. નજર સ્વરૂપ તે વસ્તુની કીંમત લેતા ન હોતા. આવી રીતે જમીન આપવાની રીત ચાલતી હતી તેથી બંગાળની ચોથો ભાગ જેટલી જમીન દેશના બ્રાહ્મણ પંડિતો અને બીજા સચ્ચરિત્ર માણસો વગર કરથી ભોગવતા હતા. બંગાળના મુસલમાન સુબાઓમાં બે ત્રણ ઘણા ખરાબ ચરિત્રવાળા જાણીને અખ્યાત હતા. તેઓએ પણ સર્વ વગર કરની જમીન ઉપર બીજી રીતનો કર લેવાને માટે અથવા કાયદાની છલના (Legal Fiction) કરીને તે સર્વ વગર કરની જમીન ઉપર કોઇ નવો કર સ્થાપવાની કોશેશ કરી નહોતી. પરંતુ સિરાજુદ્દૌલા સિંહાસન ચ્યુતિના પછી લોર્ડ કલાઇવ વગેરે પૈસાના લાલચુઓએ મુરશિદાબાદનો રાજ્ય ભંડાર ખાલી કરી મૂકયો. તે વેળાએ બંગાલમાં કર નહિ વધાર્યાથી ખર્ચ નીભાવવો મુશ્કેલ થઈ પડ્યો. તેથી મીરજાફરને ગાદી મળ્યા પછી બંગાલના જમીનદારો ઉપર ઘણો જુલમ ગુજારવા લાગ્યા. તેના પછી મીરકાસીમે, ગાદી ઉપર બેસવાને માટે ઇસ્ટ ઇંડિયા કંપનીના હોદ્દેદારોને ઘણી લાંચો આપવાનું કબુલ

અને તે લાંચ આપવાના રૂપિયાને માટે તેને બંગાલનો બમણો કર વધારવો પડ્યો. ૧૫૮૨ માં મહારાજ ટોડરમલના અમલમાં બંગાલાની વાર્ષિક ઉપજ એક કરોડ સાત લાખ રૂપિયા હતી, તેના પછી ઇ. સ. ૧૭૫૭ માં સિરાજની વખતે વાર્ષિક ઉપજ એક કરોડ પીસતાળીશ લાખથી વધારે થઇ નહોતી, પરંતુ મીરકાસીમના સમયમાં એટલે ઇ. સ. ૧૭૬૭ માં એક કરોડ પંચાવન લાખ રૂપિયા કર લેવાનું નક્કી કર્યું. ત્યાર પછી જમીનનો કર વધવા લાગ્યો.

મહમદ રેજાખાનના વખતથી બંગાલની વગર કરની બ્રહ્મત્ર જમીન ઉપર બીજી જાતનો કર મુકરર થયો. રેજાખાનને રાજ્યગાદી ઉપરથી ઉઠાડી દીધા પછી જ્યારે વારન હેસ્ટિંગસે ખુદ કર ઉઘરાવવાનો ભાર લીધો, ત્યારે બંગાલમાં નિષ્કર જમીન ભોગ કરવાનો કોઇનો પણ અધિકાર નથી એવું કહીને તેણે જમીનદારો ને તાલુકદારોને જડમૂળથી ઉપાડી નાખીને તેઓની વંશપરંપરાની જમીન નીચ કુળના કલકત્તાના વેપારીઓને ઇજારે આપવા માંડી. ઇજારદારો યથેચ્છ કર વધારવા લાગ્યા. આવી રીતે સિરાજને રાજ્ય ગાદી ઉપરથી ઉઠાડ્યાથી રાજવિપ્લવ કારણે દેશની જમીનના ભાગ અને જમીન આપવાના સંબંધમાં ઘણો ફેરફાર થયો.

આજકાલના એક બે ખાસ મહાલના ડીપોટી કલેકટરની પેઠે મહમદ રેજાખાન વારન હેસ્ટિંગ્સની પ્રસન્નતા મેળવવાને માટે નાના પ્રકારના ખરાબ ઉપાય અવલંબન કરીને બંગાલની વસુલાત વધારવાની કોશેશ કરવા લાગ્યો. રેજાખાનના આધીનમાં ગંગા ગોવિંદસિંહનો મોટો ભાઇ રાધા ગોવિંદસિંહ મુરશિદાબાદના એક પરગણામાં કાનુગોનું કામ કરતો હતો. એ વખતે સર્વે કાનુગા (મજમુન્દાર) પોતપોતાની રેજેસ્ટરી બદલીને પરગણાની બ્રહ્મત્ર જમીન ઉપર એક જાતનો વેરો લેવાને માટે લાગ કરી આપતા, તેથી મહમદ રેજાખાન અને ઇસ્ટ ઇંડિયા કંપનીની પ્રસન્નતા મેળવવાને સમર્થ થતા. રાધા ગોવિંદસિંહ ધાર્મિક મનુષ્ય હતો. મિથ્યા પ્રપંચ કરવો એ ખરા અંતઃકરણથી ધિક્કારતો હતો, તેથી રેજાખાન અને ઇસ્ટ ઇંડિયા કંપનીના આધીનમાં તેના જેવા સારા માણસને ચાકરી કરવી એ ઘણું મુશ્કેલ હતું. પરંતુ તેનો નાનો ભાઈ ગંગાગોવિંદ નહાનપણાથી ઘણો ચતુર અને કામ ઉપર ધ્યાન આપનારો હતો, તે મોટા ભાઇની જગાપર પોતે કાનુગોનું કામ કરવા લાગ્યો; અને એક બે મહીનામાં ઘણી ખરી બ્રહ્મત્ર કર વગરની જમીન ઉપર કર લેવાની ગોઠવણ કરી લીધી.

આ વખતે મુરશિદાબાદની પાસેના કોઈ એક ગામમાં જગન્નાથ

ભટાચાર્ય નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તેની સ્ત્રીનું નામ કમલાદેવી હતું. કમલાદેવી જેવી ખુબસુરત હતી તેવું જ તેનું ચરિત્ર પણ સુંદર હતું. શાંત સુશીલા કમલાદેવીને વિષ્ણુની કમલાની પેઠે પરમ સાધ્વી અને સદાચારિણી જાણીને ગામનાં ઘણાં ખરાં સ્ત્રી પુરૂષો તેના ઉપર ભક્તિ અને માયા રાખતાં હતાં. જે તેને એકવાર જોતાં તે તેની સ્નેહમયી પ્રશાંત મૂર્તિ કદી પણ ભૂલવા પામતાં નહોતાં. કમલાદેવીને ત્રણ છોકરાં થયાં હતાં. તે બાલકોનું રૂપ જોઇને સર્વ જોનાર લુબ્ધ થતાં.

શાસ્ત્રજ્ઞ અને ધર્મનિષ્ઠ જગન્નાથ ભટાચાર્ય સ્ત્રી પુત્રની સાથે પરમ સુખથી કાળ ગાળતો હતો. તેને સંસારનું કંઈ દુઃખ નહોતું. વડાઓની બ્રહ્મત્ર એટલે કર વગરની આમદાનીથી તે સુખની સાથે પોતાનો નિર્વાહ કરતો હતો. કોઈ પણ વેળાએ તે શૂદ્રાદિનું દાન લેતો નહોતો. નસીબ જોગે ગંગા ગોવિંદની જાળમાં મહમદ રેજાખાનના અમલમાં જગન્નાથની સઘળી વગર કરની જમીન ઉપર કર નાંખવામાં આવ્યો. મહારાજા માનસિંહે જગન્નાથના વડાઓને આ જમીન દાન કરી હતી. તેની પાસે કંઈ દસ્તાવેજો ન હોતા, કારણ કે મહારાજા માનસિંહે મ્હોએ કરીને આપી હતી. આશરે ત્રણસો વર્ષથી તેના વડાઓ એ જમીન ભોગવતા આવ્યા હતા. કાનુગોની રેજીસ્ટરીમાં આ વગર કરની જમીનનો ફક્ત દાખલો હતો. પરંતુ ગંગાગોવિંદની રેજીસ્ટરીમાં આ વગર કરની જમીનનો કંઇ ઉલ્લેખ નહોતો, તેથી મહમદ રેજા-ખાનની વખતે જગન્નાથની બ્રહ્મત્ર જમીન ઉપર કર નાંખવામાં આવ્યો.

જગન્નાથે મનમાં ધાર્યું કે ગંગા ગોવિંદની દગલબાજીથી હું આ વિપદમાં પડ્યો છું. તેથી સર્વદા ગંગા ગોવિંદને શાપ આપતો. તેની બાયડી છોકરાંને પાળવાનો બીજો કંઈ ઉપાય નહોતો. તેની બ્રહ્મત્ર જમીન ઉપર વસુલ મુકરર કર્યા પછી બે ત્રણ મહીના સુધી તેની જૂની રૈયત વસુલ આપવા લાગી, પરંતુ થોડી મુદ્દતમાં તે જમીનનો કાસિમ બજારના બ્યબાર સાહેબના હેડ કલાર્કે ઇજારો લીધો. આ નવા ઇજારદારે રૈયત ઉપર ઘણો જુલમ કરવાનો આરંભ કર્યો. તે વેળાએ રૈયતને પોતાની રક્ષા કરવી મુશ્કેલ જણાઇ, તેથી તેઓ જગ-ન્નાથને બીજી કોઈ જાતની મદદ આપવાને સમર્થ થયા નહિ.

એક વર્ષ સુધી જગન્નાથે ઘણી મુશ્કેલીથી પોતાના ઘરની વસ્તુ વગેરે વેચીને કુટુંબનું ભરણ પોષણ કીધું. પરંતુ બીજે વર્ષે ઘણું કષ્ટ પડ્યું. વિશેષતઃ તે વર્ષે (૧૭૬૯ ઇસવી સનમાં) બંગાલામાં ઘણો જ થોડો પાક થયો હતો. ચોખા ઘણા મોંઘા વેચાતા હતા. જગન્નાથ હવે કોઇ રીતે ખોરાક મેળવવાને સમર્થ થયો નહિ. કોઇ કોઇ વખતે એક બે દિવસ સ્ત્રીપુત્રની સાથે ખાધા વગર ગાળવા પડતા હતા.

કમળાદેવી જનોઇનું સુતર કાંતીને અને વાડીના આંબા ફણસ અને બીજાં ફળ વેચીને જે એક બે પૈસા મેળવતી હતી તેનાથી એક બે દિવસ પછી છોકરાંને ખાવાનો બંદોબસ્ત કરતી. આ ઘોર વિપદે ધીરે ધીરે જગન્નાથને એકીવારે ઘેલા સરખો કરી મૂક્યો હતો. તે હમેશાં સ્ત્રીની આગળ કહેતો કે "હું દિલ્લીના બાદશાહની પાસે જઇને આપણી બ્રહ્મત્ર જમીન બહાલ કરી લાવું છું. મારી સાત પેઢીની બ્રહ્મત્ર જમીન પરથી કોણ મને દૂર કરશે?" જગન્નાથના મોટા છોકરા ક્ષેત્રનાથની ઉમ્મર એ વેળાએ બાર વર્ષની હતી. તે દરરોજ પિતાના મ્હોએ દિલ્લીના બાદશાહનું નામ સાંભળતો. તેણે એક દિવસે કહ્યું, "પિતાજી તમે ઘરમાં રહો. તમે દિલ્લી જશો તો મારી માને કોણ લાકડાં લાવી આપશે? કોણ બજારમાં કેરી વેચશે? હું દિલ્લીના બાદશાહની પાસે જઇશ."

છોકરાને મ્હોએ જગન્નાથ આ વાત સાંભળીને અશ્રુ વિસર્જન કરવા લાગ્યો. છોકરાંની દુરવસ્થા જોયાથી તેનું હ્રદય વિદીર્ણ થવા લાગ્યું. ન્હાનાં બે છોકરાંને ટાઢથી બચાવવાને માટે એક લુગડું સરખું વેચાતું લેવાની તાકાત નહોતી. સવારે બે બાળકોને છાતીપર રાખી તેઓની ટાઢ રોકવાની કોશેશ કરતો હતો. કમળાદેવી એક ફાટેલું લુગડું ઢીચણ ઉપરથી કમર સુધી પહેરીને લજ્જા નિવારણ કરતી. પરંતુ તે કમરથી માથા સુધી અનાવૃત્ત રહેતું હતું. તેથી કદી તેનાથી ઘરથી બહાર જઈ શકાતું ન હોતું. આવાં ફાટેલાં કપડાં પહેરીને સ્ત્રીઓ સ્વામી અને છોકરાના સિવાય બીજા કોઇની સામે આવી શકતી નહોતી.

* * * * *

દિવસે દિવસે જગન્નાથની દરિદ્રતા વધવા લાગી. ત્રણ દિવસમાં એકવાર એક મુઠો અનાજ મળવું મુશ્કેલ થઈ પડ્યું. ત્રણ દિવસ સુધી તેનાં ત્રણ છોકરાં અને સ્ત્રીએ ઝાડનાં પાતરાં અને સૂરણનાં મૂળ બાફીને પેટ ભર્યું. સ્ત્રી પુત્રનું દુઃખ જગન્નાથને અસહ્ય થઈ પડ્યું. તે એકવાર ઘેલા જેવો થઇને આત્મહત્યા કરવાને તૈયાર થયો હતો. કમળાદેવીએ તેને ઘણી રીતે સમજાવીને શાંત કર્યાથી પોતે ધારેલા કુકાર્યથી છેટે રહ્યો હતો. અંતે છુપી રીતે ઘરમાંથી બહાર નીકળીને એક આંબાના ઝાડ ઉપર દોરડું લટકાવીને પોતે ફાંસો ખાઇને પ્રાણત્યાગ કર્યો.

સ્વામીના વિયોગથી કમળાદેવી એકીવારે હતાશ્વાસ થઇ ગઇ. હવે તેના દુઃખની સીમા રહી નહિ.

જગન્નાથના મરણ પછી બે દિવસે તેનો મોટો છોકરો ક્ષેત્રનાથ માને કહેવા લાગ્યો, "મા! મારા પિતાજી કહેતા હતા કે દિલ્લીના

બાદશાહની પાસે જવાથી આપણી બ્રહ્મત્ર જમીન છોડાવી શકાય એમ છે, તો હું હવે દિલ્લીના બાદશાહની પાસે જાઉં છું. તમે ઘરમાં રહી એઓનું (નાના બે ભાઈઓનું) પ્રતિપાલન કરવાની કોશેશ કરો."

પુત્રની વાત સાંભળી કમળાદેવી સજલ નયનથી કહેવા લાગી, "બેટા! તમારી ઉમ્મર હજી બાર વર્ષની થઈ છે. તમે કેવી રીતે એકલા દિલ્લી જશો. મારો પ્રાણ જતાં લગી હું તમને મોકલીશ નહિ. જે પરમેશ્વરે નસીબમાં લખ્યું હશે તે થશે, પરંતુ હું તમને આ વેળાએ મારી પાસેથી છુટા પાડી શકીશ નહિ."

પરંતુ બાળક કોઈ રીતે માતાની વાતપર રાજી થયો નહિ. તે રાત્રે ઘરમાથી નાસીને જતો રહ્યો.

અહા, કમળાદેવીને હવે વિપદના ઉપર વિપદ પડવા લાગી, દુઃખના ઉપર દુઃખ પડવા લાગ્યું; શોકના ઉપર શોક વધવા લાગ્યો. દરિદ્રતાથી ઘણું જ કષ્ટ સહન કરતી. છોકરાંને બે કોળીઆ અન્ન ખવાડવાનો બંદોબસ્ત નહોતો. આ દુઃખના ઉપર વળી સ્વામી વિયોગ, પુત્રનો દેશ ત્યાગઃ મનુષ્ય શું કદી આટલું કષ્ટ, આટલી બળતરા સહન કરી શકે? તે પણ વગર હરકતે આત્મહત્યા કરી સઘળી બળતરા, સઘળાં કષ્ટ દૂર કરી શકતી હતી. પરંતુ પુત્રસ્નેહે તેને આ માર્ગનું અનુસરણ કરવા દીધું નહિ.

અહા, માતાનો સ્નેહ કેવું અમૂલ્ય ધન છે, કેવો સ્વર્ગીય પદાર્થ છે. માતા કેવળ બે પુત્રો માટે ધીરજ ધરીને સંસારની આ બળતરા ભોગવવા લાગી. ધન્ય! નારી જાતિની ધીરજને! ધન્ય એઓની સહનશીલતાને!

* * * * *

કમળાદેવીનો મોટો છોકરો ઘરમાંથી નાસી ગયા બાદ ચાર દિવસ પછી અનાહારે તેનાં બે છોકરાં મરણ પામ્યાં. ત્યારે શોક અને દુઃખથી તે એકદમ ઘેલી જેવી થઈ ગઈ. મરી ગયલાં બે છોકરાંને ખોળે લઈ એક સુતીક્ષ્ણ છુરી સાથે લઈ ગંગા ગોવિંદનો પ્રાણ લેવા માટે તેની તરફ દોડી.

તે વેળાએ મુરશિદાબાદમાં એક નાના સરખા ઘરમાં ગંગા ગોવિંદ રહેતો હતો. કમળાદેવી તેના તે ઘરમાં પહોંચી, જ્યાં ગંગા ગોવિંદ બેઠો હતો તે તરફ દોડતી ગઈ. પરંતુ તેની છાતીમાં છુરી ભોંકવાની પેહેલાં ગંગા ગોવિંદના માણસોએ પકડી એને ઘેલી જાણીને હાંકી મૂકી. હાંકી કાઢવાની વેળાએ કમળાદેવીએ ગાંડીની પેઠ બકતી બકતી જ્યારે પતિની બ્રહ્મત્ર જમીન વિષે અને પોતાની દુરવસ્થાની

વાત કહી ત્યારે ગંગા ગોવિંદે સ્પષ્ટ જાણ્યું કે આ જગન્નાથ ભટાચાર્યની સ્ત્રી છે. ત્યારે ગંગા ગોવિંદનું હૃદય વિષ્ણુના કંપની પેઠે કંપવા લાગ્યું. આ સર્વ વ્યાપાર સ્વપ્નના જેવા ભાસવા લાગ્યા. તે સ્તબ્ધ થઇને ઉભો રહ્યો.

આ ગંગા ગોવિંદનો આત્મસંશોધનનો પેહેલો લાગ હતો. જો આ વખતે બીજાનું અનિષ્ટ નહિ કરવાની પ્રતિજ્ઞા લેત, અંતરની મોટાઇ મેળવવાની લાલસા પરિત્યાગ કરત તો આ જીવનમાં રાત્રે સુખમાં સુવાને સમર્થ થાત. કમળાદેવીની છાયા પ્રત્યેક રાત્રે તેની નિદ્રા ભંગ કરત નહિ. પરંતુ સંસારના મોહાંધકારમાં પડી મનુષ્ય આ સર્વ ઇશ્વરે આપેલા લાગ છોડી દે છે, અને પદ પ્રભુત્વમાં કેવળ સુખ શોધે છે.

કમળાદેવીને ગંગા ગોવિંદના ઘરમાંથી હાંકી કાઢયા પછી મુરશિદાબાદની રાજધાની પાસેના જાહેર રસ્તા ઉપર ઘેલીની પેઠે તે ફરવા લાગી. તેના એક પાડોશીએ તેનાં મરણ પામેલાં છોકરાનાં મુડદાં તેના ખોળામાંથી બળજોરીથી લઇને બાળ્યાં.

કેટલાક દિવસ પછી એક દિવસે દેવીસિંહે મુરશિદાબાદની રાજધાનીના પાસેના એક જાહેર રસ્તા ઉપર કમળાદેવીને જોવાથી પોતાના માણસોને પકડવાને કહ્યું. કમળાદેવી ઘણી જ રૂપવતી હતી. છુટા મૂકેલા વાળથી ઘેલીની પેઠે જ્યારે તે રસ્તામાં ફરતી હતી ત્યારે પણ તેનું રૂપ જોઇને માણસો મોહિત થતા હતા.

દુરાત્મા દેવીસિંહે મનમાં ને મનમાં નક્કી કરી પરમ સાધ્વી કમળાદેવીને પોતાના સ્ત્રીઓવાળા અખાડામાં બંધ કરી રાખી. ત્યારે પછી કમળાદેવી લક્ષ્મણસિંહની મદદથી કેવી રીતે દેવીસિંહના સ્ત્રીના અખાડામાંથી છુટી હતી, તેનું વર્ણન આગળ આપવામાં આવ્યું છે. તેથી આ જગા ઉપર આપવાની જરૂર જોતા નથી. કમળાદેવી દેવીસિંહના સ્ત્રીના અખાડામાં રહેવાની વેળાએ કદી કદી અનાહારથી પ્રાણત્યાગ કરવાનો મનસુબો કરતી હતી. એકવાર બે ત્રણ દિવસ સુધી ખાતી નહોતી, પરંતુ વળી મોટા પુત્રના સ્નેહાનુરોધથી તે સંકલ્પ પરિત્યાગ કરતી હતી. મોટા પુત્રની સાથે મુલાકાત થશે તે આશાથી જ કેવળ જીવ ધારણ કરતી હતી.



## પ્રકરણ ૧૮ મું
### શોધ

વાંચનારાઓને યાદ હશે કે, કમળાદેવી લક્ષ્મણસિંહની મદદથી દેવીસિંહના સ્ત્રીના અખાડામાંથી મુક્ત થઇ રામસિંહના ઘરમાં આવ્યા પછી લક્ષ્મણસિંહ પણ ચાકરી છોડીને દિનાજપુરમાં આવ્યો, અને

કમળાદેવીને માતૃદેવી જાણીને ગૃહાધિષ્ઠાત્રી ભગવતીની પેઠે અહિસહ સેવા ચાકરી કરવા લાગ્યો. પરન્તુ કમળાદેવી સ્વામી પુત્ર શોકથી સર્વદા શોકાતુર રહેતી હતી. લક્ષ્મણે સેંકડો કોશેશ કર્યા છતાં પણ તેને સુખી કરવામાં સમર્થ થયો નહિં. લક્ષ્મણે પોતાનું ધન, સંપત્તિ, હૃદય, મન સર્વ કમલાદેવીના ચરણમાં અર્પણ કર્યાં હતાં. કેવી રીતે કમલાદેવીને સંતુષ્ટ કરૂં એ જ તેને એક માત્ર ચિંતા હતી. તે વિશ્વાસઘાતકતાના દંડ સ્વરૂપ સ્વેચ્છાપૂર્વક જીવન વિસર્જન કરવામાં તૈયાર થયો હતો. પરંતુ પોતાના મરણથી કમલાદેવી શોકાર્ત થશે, કમલાદેવીના અંતરમાં કષ્ટ થશે એ વાતે તેણે એ માર્ગ પકડ્યો નહોતો. ફક્ત કમલાદેવીને સુખ શાંતિ વધારવા માટે તે હાલ જીવિત ધારણ કરતો હતો તેથી આવી અવસ્થામાં કમળાદેવીને શોકાતુર જોવાથી જે ઘણો જ કષ્ટાનુભવ કરતો હતો. વાંચનારને જાણવા માટે અમે આ જગા પર લક્ષ્મણની ઓળખાણ આપીએ છીયે. રામસિંહ અને લક્ષ્મણસિંહ એ બે ભાઈ સુબેદાર ફતેસિંહના પુત્ર થાય. ફતેસિંહનો પિતા દિનાજપુરના રાજાની ચાકરી કરતો હતો. ફતેસિંહ ઇસ્ટ ઇંડિયા કંપનીના લશ્કરમાં સુબેદારની નોકરી મેળવીને રોહિલાની લઢાઇની વેળાએ જનરલ ચાંપેનના આધીનમાં અયોધ્યાના વજીર સુજાઉદ્દૌલાના પક્ષમાં રોહિલાઓની સામે લઢાઈ કરી હતી. રોહિલાધિપતિ વીર કુલતિલક હાફિસ રેહેમતખાને સ્વદેશની રક્ષા માટે રણક્ષેત્રમાં પ્રાણ વિસર્જન કર્યા પછી જ્યારે ઇસ્ટ ઇંડિયા કંપનીના લશ્કરના સિપાઇઓ રોહિલાઓના ઘરની મૂલ્યવાન વસ્તુઓ લુટવા લાગ્યા અને રોહિલા સ્ત્રીઓના ઉપર ઘણો જુલમ અને નિષ્ઠુરાચરણ કરવાનો આરંભ કર્યો ત્યારે ફતેહસિંહ આ સર્વ અંગ્રેજ લશ્કરનાં નિષ્ઠુરાચરણ અને પશુવત્ વ્યવહાર થતો જોઇને ક્રોધાયમાન થઈ જનરલ ચાંપેનને કહ્યું, "હે જનરલ ચાંપેન! આપકા ફોજકા સબ સિપાઇ હૈ વહ ચોર હૈ. યે સાલે લોક ઓરતકો બેઇજત કરતે હૈ ઔર સબકી ઘરકી વસ્તુ ચોરી કીયા." તે સાંભળીને જનરલ ચાંપેને કહ્યુ, "મૈં અંગ્રેજ લશ્કરનો આ દુર્વ્યવહાર રોકવામાટે ગવરનર જનરલ વારન હેસ્ટિંગ્સને પત્ર લખ્યો હતો. પરંતુ હેસ્ટિંગસે લશ્કરનો દુર્વ્યવહાર રોકવાની મનાઈ કરી છે. તેથી આ નિષ્ઠુરાચરણ નિવારણ કરી શકતો નથી." ફતેસિંહ જનરલ ચાંપેનની આ વાત સાંભળીને ક્રોધથી બોલ્યો, "મૈં ચોરકી નોકરી નહિ કરૂંગા. જનરલ સાબ, અબ હમેરા ઇસ્તીફા લે લીજીએ." આટલું કહીને ફતેસિંહ ચાકરી છોડીને કાશીમાં આવીને રહેવા લાગ્યો. ફતેસિંહના પુત્ર રામસિંહ અને લક્ષ્મણસિંહ પણ પેહેલા ઇસ્ટ ઇંડિયા કંપનીના સિપાઇ

હતા. પરન્તુ ઈ. સ. ૧૭૬૯ ની પેહેલાં તેઓએ લશ્કરી ખાતાની નોકરી છોડી દઇને કર ઉઘરાવવાના ખાતામાં જમાદારના કામમાં મુકરર થયા હતા. ત્યાર પછી લક્ષ્મણસિંહે ઈ. સ. ૧૭૭૧ માં નોકરી છોડી હતી. રામસિંહ હજી સુધી (અર્થાત્ ૧૭૮૩ સુધી) કલેકટરના જમાદારના પદમાં નિયુક્ત છે.

લક્ષ્મણસિંહ કમળાદેવીના સર્વ દુઃખનું કારણ જાણ્યા પછી તરત કમળાદેવીના મોટા છોકરા ક્ષેત્રનાથની શોધમાં નીકળ્યો. પ્રેમાનંદ પણ લક્ષ્મણની સાથે ચાલ્યો. એઓ બંને દેશ દેશાંતર ફરવા લાગ્યા. પટના, ગયા, કાશી પ્રયાગ, વૃન્દાવન, અયોધ્યા અને ત્યાર પછી દિલ્હી પર્યંત એઓ કમળાદેવીના પુત્ર ક્ષેત્રનાથની શોધમાં ચાલ્યા ગયા. એવી રીતે અગીઆર વર્ષ સુધી તેની શોધ કરી, પરંતુ ક્યાંય પણ તેનો પત્તો મળ્યો નહિ. અંતે લક્ષ્મણે પ્રેમાનંદને કહ્યું–'ભાઈ, તમે સ્વદેશમાં જાઓ. હું હવે દેશમાં આવનાર નથી. કમળાદેવીને હું મારી મા જાણું છું. જે સ્નેહમયી માના ઉદરમાં જન્મ ધારણ કર્યો છે તે જીવતી હોય તો તેની જેમ શ્રદ્ધાથી ચાકરી કરત, તેમ કમળાદેવીની ભક્તિ કરૂં છું. નાનપણમાં મારી ગર્ભધારિણી મરી ગઇ છે, તેને કોઈ રીતે સુખી કરવી એ મારા નસીબમાં નહોતું. હમણાં માતાના જેવી કમળાદેવીને સુખી કરી નહિ શકયાથી મારૂ જીવન વૃથા છે. એટલા માટે હું હવે તેને મ્હોં દેખાડીશ નહિ. કાશીમાં જઇ મહાદેવના મંદિરના દરવાજામાં ધરણા લઇને પડીશ. ક્ષેત્રનાથ ક્યાં છે તે સંબંધમાં કંઇ પણ નહિ જાણ્યાથી શિવના દરવાજા ઉપર આ પ્રાણ વિસર્જન કરીશ."

આવી રીતનું નક્કી કરી લક્ષ્મણ પ્રેમાનંદને સાથે લઈ કાશીમાં પાછો ગયો. અહિં લક્ષ્મણના પિતા ફતેસિંહની સાથે તેઓનો મેળાપ થયો. ફતેસિંહ લક્ષ્મણની સઘળી વાત સાંભળીને બોલ્યો, "બેટા! અહિં એક પરમહંસ રહે છે. તે ભૂત ભવિષ્ય સર્વની ગણતરી કરીને કહે છે. તમને ધરણા લેવાની જરૂર નથી. હું તમને પરમહંસની પાસે લઇ જઇશ. કમળાદેવીનો પુત્ર જીવતો છે કે નહિ, અને જીવતો છે તો તે હાલ ક્યાં છે તે પરમહંસ નિશ્ચયથી કહેશે."

લક્ષ્મણે પોતાના પિતાની સાથે પરમહંસની પાસે જઇને પોતાનું વર્ણન કહ્યુ. પરમહંસે લક્ષ્મણની સર્વ વાત સાંભળ્યા પછી તે થોડો હસીને બોલ્યો, "બેટા! જે બ્રાહ્મણના છોકરાની વાત પૂછે છે તેના વિષે કંઈ ગણના કરીને કહેવું પડશે નહિ. તે બાળક ઘણા દિવસ સુધી મારા આશ્રમમાં હતો. તેની સર્વ અવસ્થા હું જાણું છું. તે હમણાં પંજાબમાં છે."

પરમહંસની વાત ઉપર લક્ષ્મણ ઘણો વિશ્વાસ રાખી શકયો નહિ, તેથી ક્ષેત્રનાથના સંબંધમાં તેને વારંવાર ઘણા પ્રશ્ન પૂછવા લાગ્યો. ત્યારે પરમહંસ થોડુંક હસીને કહેવા લાગ્યો, "બેટા! હાલ દેશનો રાજા મ્લેચ્છ છે. લોકોની વાત ઉપર માણસ વિશ્વાસ સ્થાપન કરી શકતા નથી. રાજા લાલચુ થયાથી જ મનુષ્યના મનની અવસ્થા આવી થાય છે. તે બાળકના વિષે મેં જે જાણ્યું છે તે સર્વ કહું છું. સર્વ વાત સાંભળ્યાથી તમને અવિશ્વાસ કરવાનું કંઇ કારણ રહેશે નહિ."

"હું વીશ વર્ષ થયાં કાશીમાં રહું છું. આજથી દશ બાર વર્ષની વાત ઉપર (અર્થાત્ જે વર્ષે બંગાલમાં મોટો દુકાળ પડ્યો હતો તેના પેહેલાં એક વર્ષે) બાર તેર વર્ષનો એક બાળક મણિકર્ણિકાના ઘાટ ઉપર અનાહારથી મરેલા જેવો પડ્યો હતો. હું ગંગાસ્નાન કરીને ઘર તરફ આવતો હતો તેટલામાં એ બાલક મારી નજરે પડ્યો. તેનો જીવન-વાયુ તે વેળાએ નીકળ્યો નહોતો. બાલક સુલક્ષણવાળો હતો. તેને જોયાથી જણાયું કે ભગવાન્ વૈકુંઠપતિયે કોઇ સાધ્વીની મનોવાંછા પૂર્ણ કરવા માટે સ્વયં મર્ત્યલોકમાં આવી તેના ગર્ભમાં પુત્ર રૂપે જન્મ લીધો છે. બેટા! તમારી આગળ વધારે શું કહું; એવો સુંદર બાલક મેં કદી પણ જોયો નથી. બાલકને આવો મૃતાવસ્થાવાળો જોઇ મેં તેને ઉપાડીને મારા આશ્રમમાં આણ્યો. મારા શિષ્યોએ ઔષધ પથ્ય પ્રયોગ કરી છ-સાત દિવસમાં તેને થોડોક હોશિયાર કર્યો."

બાળક શુદ્ધિમાં આવીને કહેવા લાગ્યો, 'મને છોડી દ્યો, હું દિલ્હીના બાદશાહ પાસે જઇશ-અમારી બ્રહ્મત્ર જમીન નક્કી કરી આણીશ-મારી મા અને બે ભાઈ અનાહારે મરે છે!"

"અમે તે વેળાએ બાલકની આ સર્વ વાતનો કંઇ અર્થ સમજ્યા નહિ. પરંતુ નાના પ્રકારથી સમજાવીને તેને સાંત્વન આપવા લાગ્યાં. પંદર દિવસમાં તે એકીવારે તનદુરસ્ત થયો. ત્યારે તેણે અમારી આગળ કહ્યું, 'કંપનીના માણસોએ પુષ્કળ બ્રાહ્મણોની જમીન ઝુંટાવી લીધી છે. હજારો બ્રાહ્મણોનાં કુટુંબ અન્ન વગર એકીવારે મરી ગયાં છે. મારા પિતાની બ્રહ્મત્ર જમીન કંપનીના માણસોએ છીનવી લીધાથી નિરન્ન થઇ પડ્યા. ત્યાર પછી મારી માનું અને અમારૂં દુઃખ તેને અસહ્ય થઇ પડ્યાથી તેઓએ ફાંસો ખાઇને પ્રાણ છોડ્યો. મારી અને મારા નાના નાના બે ભાઇ અનાજ વગર ભૂખે ઘરમાં તેથી હમણાં હું બ્રહ્મત્ર જમીન મેળવવા માટે દિલ્હીની તર

"બેટા! બાળકની વાત સાંભળીને મારા હૃદયમાં "
થયું છે. પરંતુ એની હીમ્મત તથા ... ઇને

યબ થયો. હું થોડો હસીને બોલ્યો, 'બેટા! તું ઘણો જ બાળક છે. તું તો કદી દિલ્લીના બાદશાહની મુલાકાત કરી શકીશ નહીં. વિશેષતઃ હમણાં બાદશાહની કંઈ સત્તા નથી. બંગાળ બાદશાહે કંપનીને આપ્યું છે અને બાદશાહની કંઇ સત્તા હોત તો શું તારી ફરિયાદ સાંભળત? શું તને કંઇ પ્રતિકાર આપત? દેશ છોડીને ઘણી જ કુબુદ્ધિનું કામ કર્યું છે. પરંતુ તારી દુઃખની વાત સાંભળીને હું ઘણો જ દુઃખિત થયો છું. અહિ મારા ઓળખીતા પુષ્કળ ધનવાન્ માણસો છે. હું તેઓની પાસેથી થોડાક રૂપિયા એકઠા કરીને આપીશ. તું તે રૂપિયા લઇને ઘેર જજે. પરંતુ સાવચેતથી જજે. તારા જેવા બાળકો રૂપિયા લઇને રસ્તામાં જવાથી ઘણી વિપતમાં પડ્યા છે.'

"બાળકે મારી વાત સાંભળીને થોડીવાર સુધી મારી સાથે તર્ક વિતર્ક કરીને કહેવા લાગ્યો; શામાટે દિલ્લીનો બાદશાહ અમારી વંશપરંપરાની બ્રાહ્મત્ર જમીન આપશે નહિ?'

"પરતુ બાળકની ઘણી જ બુદ્ધિ હતી, જ્યારે મેં તેને સમજ પાડીને સર્વ વાત કહી ત્યારે તે મારા કહ્યા પ્રમાણે કામ કરવાને રાજી થયો. મેં આ જગાપરથી પાંચ છ માણસની પાસેથી દશ સોનાની મોહોર અને પચાશ રૂપીઆ એકઠા કરીને તેને આપ્યા. મારા શિષ્યોએ તે રૂપિયા અને મોહોરો તેની કમરમાં બાંધ્યાં. ત્યાર પછી તે સ્વદેશમાં ચાલ્યો ગયો."

થોડા મહિનામાં તે પાછો બંગાળથી અહિ આવી પ્હોંચ્યો; અને મારા આપેલા સઘળા રૂપિયા અને મોહોર મારા હાથમાં આપીને કહ્યું; "મહારાજ, મને રૂપીયાની હવે કંઈ જરૂર નથી. હું અગ્નિકુંડમાં કુદકો મારીને આત્મહત્યા કરીશ."

"હું તેને પાછો આટલો જલદી અહિ આવેલો જોઈ અને તેની આ વાત સાંભળીને અજાયબ થયો. તેની શારીરિક અવસ્થા પણ ઘણી જ ખરાબ થયલી જણાઈ. તેના શરીરમાં કોઈ રોગ દેખાયો નહિ. પરંતુ તેનો તે અત્યુજ્વલ રંગ એકીવારે વિવર્ણ થયો હતો. અને શરીર હાડકાં અને ચામડાંનું પાંજરૂં થયું હતું.

મેં વારંવાર તેના દુઃખનું કારણ પૂછ્યું, પરંતુ તેણે પોતાના મનનો ભાવ કોઈ રીતે કહ્યો નહિ. જ્યારે મેં તેને તેના બે નાના ભાઇની વાત પૂછી ત્યારે તેણે દીર્ઘ નિશ્વાસ છોડીને કહ્યું, "મારા બન્ને ભાઇઓ મરી ગયા છે," પછી તેની માતાની વાત પૂછી પરંતુ તેણે કંઈ જવાબ આપ્યો નહિ. તે વેળાએ મારા મનમાં સંદેશ ઉત્પન્ન થયો કે એની માના સંબંધમાં એને કંઇક કુસંસ્કાર થયો હશે, એ વાસ્તે આવી અવસ્થા થઈ હશે.

"એ બાળક ઉપર મારો ઘણો પ્રેમ ઉત્પન્ન થયો હતો. તેથી એની સઘળી વાત સાંભળવામાટે ઘણી આતુરતા ઉપજી હતી. હું વારંવાર તેને કહેવા લાગ્યો;–"તારા સર્વ દુઃખની વાત મને કહે. હું શક્તિ પ્રમાણે તારૂં દુઃખ દૂર કરવાની કોશેશ કરીશ."

એ સાંભળીને બાળકે કહ્યું, "મારૂં દુઃખ દૂર કરી શકે એવો આ દુનિયામાં હું કોઇને જોતો નથી. એક માત્ર મૃત્યુ જ કેવળ મારૂં દુઃખ દૂર કરશે."

"મેં કહ્યું, 'તને ભય કરવાનું કંઈ કારણ નથી, હું તારી છુપી વાત જાહેર કરીશ નહિ. તારી હાલના દુઃખની વાત મને કહે !'"

"અંતે બાળક રડતો કહેવા લાગ્યો, 'મહારાજ માતૃ કલંક કોણ કોઈ કહી શકે છે ?' એટલું કહેતાં જ ઉચ્છવસિત શોકાવેશથી તેનો કંઠાવરોધ થયો, અને તે બેશુદ્ધ થઇને પડી ગયો. થોડીવાર પછી શુદ્ધિમાં આવીને પાછો રોવા લાગ્યો. મેં તે વેળા તેને કંઈ પૂછ્યું નહિ. પરંતુ બીજે દિવસે સવારે પાછો છુપી રીતે તેને બોલાવીને કહ્યું, બેટા ! તું ધીરજ પકડીને સર્વ વાત મને કર. તારી આ સંબંધમાં કંઈ ભૂલ થઈ હશે તો હું તે ભૂલ સુધારીશ.' બાળકે રોતાં રોતાં કહ્યું, 'હું સ્વદેશમાં પાછો મારા પિતાના ઘરમાં ગયો, પરંતુ મારા ઘરમાં કોઈ જ ન હોતું. એક પાડોશીએ કહ્યું કે તું નાસી ગયા પછી બે દિવસે તારા બે નાના ભાઈ મરી ગયા, તારી માએ ત્યાર પછી દેવીસિંહના ગ્રીના અખાડામાં પ્રવેશ કરીને વેશ્યાનો ધંધો પકડ્યો છે.'

'વેશ્યાનો ધંધો પકડ્યો છે,' 'આ વાક્ય ઉચ્ચારતાં બાળકનો ત્રણ વાર કંઠાવરોધ થયો હતો. તે અવિશ્રાંત રોવા લાગ્યો, તેની આ સર્વ વાત સાંભળીને હું ઘણું જ કષ્ટ અનુભવવા લાગ્યો. ત્યાર પછી ઘણો વિચાર કરીને બાળકને કહ્યું, 'બેટા ! તારી માતાના ચરિત્રના સંબંધમાં તારો વૃથા સંસ્કાર ઉત્પન્ન થયો છે. મારી ખાતરી છે કે તારા જેવાં સુસંતાન જેણે ગર્ભમાં ધારણ કર્યાં છે તે કદી આવાં કુકાર્ય કરવામાં પ્રવૃત્ત થાય નહિ.'

"પરંતુ બાળકે મારી વાત ઉપર વિશ્વાસ કર્યો નહિ. આત્મહત્યા કરીશ એવો દૃઢ નિશ્ચય કર્યો. તેને આત્મહત્યાથી વિરક્ત કરવા માટે મેં તેને કહ્યું, 'બેટા ! હું ફળ જોઇને ઝાડની પ્રકૃતિ નિર્ણય કરી શકું છું. મનુષ્ય બે રીતે સાધુજીવન મેળવે છે, કોઈ કોઈ પિતા માતાથી સત્પ્રકૃતિ મેળવ્યાથી સચ્ચરિત્રવાન થાય છે અને કેટલાક સત્ શિક્ષા સચ્ચરિત્રતા મેળવે છે. કેવળ સત્ શિક્ષાથી જેઓ સચ્ચરિત્રતા . છે તેઓને પોતપોતાની પ્રકૃતિની સાથે સર્વદા સંગ્રામ કરવો '

તેઓની ઇચ્છા, વાસના સર્વદા અસત્ માર્ગમાં પડે છે. પરંતુ જ્ઞાનદ્વારા તેઓ તે સર્વ અદમ્ય વાસનાને પરાસ્ત કરે છે, અને જેઓ પિતા માતાથી સત્પ્રકૃતિ મેળવે છે, તેઓ બાલ્ય વયથી પોતાની પ્રકૃતિના અનુસારે સન્માર્ગે ચાલે છે. તારી તેર વર્ષની ઉમ્મર છે. તારામાં હું સર્વ સાધુ ભાવ જોઉં છું તે કંઈ શાસ્ત્ર શિક્ષાનું ફળ નથી. તેં હજુ સુધી એવી કંઈ કેળવણી લીધી નથી કે કુપથગામી ઇચ્છાને અને અદમ્ય વાસનાને પરાસ્ત કરવા સમર્થ થાય. તેથી તારા હૃદયના જે સર્વ સાધુભાવ જોઉં છું તે તેં માતાની પ્રકૃતિથી જ મેળવ્યા છે તેમાં કંઈ સંદેહ નથી. પાપના ઉપર, મિથ્યા પ્રપંચનાના ઉપર તારી માની વિશેષ ઘૃણા નહિ હોત તો આટલી નાની ઉમ્મરમાં તું આવું પવિત્ર જીવન મેળવવાને સમર્થ થાત નહિ. તારી માતા નિશ્ચય પરમ સાધ્વી છે. તે કદી કુમાર્ગગામિની થઇ નથી. તું ઘણો ભ્રમ જાળમાં પડ્યો છે!

"મારી આ વાત સાંભળીને બાળકને થોડો દિલાસો મળ્યો, પરંતુ ફરીથી મને પૂછ્યું, 'મહારાજ! મારી મા જો ખરેખર કુપથગામિની નહિ થઈ હોય તો મારા પાડોશી આવી મિથ્યા વાત કેમ કહેતા હશે?' તેની સાથે તો મારી માતાની કંઈ દુશ્મનાઇ નહોતી.

"મેં કહ્યું, "બેટા તું આ સંસારની ભાવ ગતિ કંઇક જાણતો નથી. જે મનુષ્યના મનનો ભાવ જેવો હોય છે તે બીજાના ચરિત્રમાં તે ભાવ જુએ છે. દેવીસિંહ તારી માતાને પકડી લઇ ગયો હશે એ વાત સાંભળીને તેઓએ નિશ્ચય કર્યો કે, તારી માતાએ જરૂર ધર્મને વિસર્જન કર્યો છે. તેઓને આવા સિદ્ધાન્ત કરવાનું બીજું શું કારણ થઇ શકે? તેઓએ તો તારી માતાને ધર્મ વિસર્જન કરતાં જોઇ નથી. તેઓ આવી હાલતમાં પડ્યાથી જેમ કરત, તેમ તારી માએ પણ કર્યું હશે એવું સમજીને જ તને આ સઘળી વગર પાયાની વાત કહી છે.'

"મારી આ વાત સાંભળીને બાળકના મનનો સંદેહ ઘણો ખરો દૂર થયો. કેટલાક દિવસ બાદ તેણે આત્મહત્યા કરવાનો અભિલાષ પરિત્યાગ કર્યો, અને કયાં જાઉં, કેવી રીતે જીવન ગાળું તે સંબંધી મારી સલાહ પૂછી. મેં તેને સ્વદેશમાં પાછો જવાને કહ્યું. પરન્તુ તેમાં તે રાજી થયો નહિ. તેણે કહ્યું સ્વદેશમાં ગયાથી લોકોની વાત સાંભળીને પાછી આત્મહત્યા કરવાની ઇચ્છા ઉત્પન્ન થશે. મેં પણ તે વેળાએ જાણ્યું કે એને સ્વદેશમાં જવું કર્તવ્ય નથી. તેને અહિં રહીને શાસ્ત્રાદિ શીખવાને કહ્યું. થોડી મુદતમાં તેણે નાના પ્રકારનાં શાસ્ત્રોમાં કુશળતા મેળવી. આસરે પાંચ ૭ વર્ષ થયાં તે પંજાબની તરફ ગયો છે.

સાંભળ્યું કે ત્યાં તેણે એક પ્રધાનસૈન્યાધ્યક્ષનું પદ મેળવ્યું છે. હમણાં પંજાબમાં તે દયાળ બાણુના નામથી ઓળખાય છે."

પરમહંસની પાસેથી આ વાત સાંભળીને લક્ષ્મણસિંહ ઘણો જ ખુશી થયો; અને પ્રેમાનંદને સ્વદેશમાં મોકલીને, તે એકલો ક્ષેત્રનાથની શોધમાં પંજાબની તરફ જવા નીકળ્યો.



## પ્રકરણ ૧૯ મું

### દયાળ બાણુ

લક્ષ્મણસિંહ કાશી પરિત્યાગ કરી પંજાબની તરફ ચાલ્યો. આ વખતે દેશમાં રસ્તા ઘાટ ઘણા સારા નહોતા. મુસાફરોને એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જવું હોય તો નાના પ્રકારનાં જંગલ તથા પહાડમાં મુસાફરી કરવી પડતી હતી. પરંતુ કમળાદેવીને સુખી કરવા માટે લક્ષ્મણ કોઇ પ્રકારના કષ્ટને કષ્ટ જાણતો નહોતો, કોઇ પ્રકારનાં દુઃખને દુઃખ સમજતો ન હોતો.

હાલની ઓગણીસમી સદીના નવીન સંપ્રદાયના માણસો લક્ષ્મણના આવાં આચરણને પ્રશંસનીય જાણશે નહિ. તેઓ કદાચ લક્ષ્મણને વગર શીખેલો બાતુલ કહીને ઓળખશે. પરંતુ વિચારવંત માણસો જ લક્ષ્મણના આ નિઃસ્વાર્થ પ્રેમમાં દેવત્વ ભાવ જોશે.

આ ઓગણીસમી સદીની સ્વાર્થપરતાની વિદ્યાલયમાં કેળવણી નહિ લીધાથી, કાયરતાના મંત્રમાં દીક્ષિત નહિ થયાથી, જો કેળવણીની ત્રુટી થાય તો લક્ષ્મણસિંહ જરૂર વગર કેળવણીનો હતો. પરંતુ ચિત્તોત્કર્ષ સાધન હૃદયોન્નતિ જો કેળવણીનો એક માત્ર ઉદ્દેશ હોય તો અમે લક્ષ્મણને એકીવારે વગર કેળવણીવાળો સમજતા નથી. ઓગણીસમી સદીની સત્ શિક્ષા ભારતના યુવકના હૃદયને શુષ્ક કરી, તેઓના અંતરની શોભાનુભાવ દૂર કરી, તેને બદલે અભિમાન અને આત્મ સુખના વિચારથી પોતાના અન્તરાત્માને પરિપૂર્ણ કરે છે તેવા કેળવણીના અભાવથી જ લક્ષ્મણનું આચરણ અને વ્યવહાર નવીન સંપ્રદાયનાં આચરણ અને વ્યવહારથી જૂદાં હતાં.

કોઇ કોઇ પૂછશે કે લક્ષ્મણ કમળાદેવી માટે આટલું કષ્ટ, આટલી યંત્રણા કેમ સહન કરે છે? એથી એને શું લાભ થનાર છે? આ પ્રશ્નના જવાબમાં અમે એટલું કહી શકશું કે મહાત્મા ઇશુ ખ્રિસ્ત માટે પિટર અને પાલ વગેરે શિષ્યો પ્રાણ વિસર્જન કરવામાં પણ કુંઠિત કેમ થ ન હોતા? હનુમાને પ્રાણ વિસર્જન કરીને પણ શ્રીરામચંદ્રનો

ઉદ્ધાર કેમ કર્યો? ચૈતન્ય દેવ માટે રૂપ અને સનાતને સંસારનું પદ પ્રભુત્વ પરિત્યાગ કેમ કર્યું? ખ્રિસ્ત, શ્રીરામચંદ્ર અને ચૈતન્યમાં તેઓના ભકતો અપૂર્વ સૌન્દર્યનો ભાવ જોઇને વિમોહિત થયા હતા, તેમ લક્ષ્મણે પણ કમળાદેવીમાં તે ભાવ જોઇને તેના ચરણમાં જીવન અર્પણ કર્યું હતું. અમે પ્રથમ કહ્યું છે કે ઓગણીસમી સદીની કેળવણીથી લક્ષ્મણની શોભાનુભાવકતા નાશ પામી નહોતી. તેથી કમળાદેવીનો અંતરનો પવિત્ર ભાવ જોયાથી તે સહજમાં મોહિત થયો હતો. લક્ષ્મણ રસ્તામાં વિવિધ કષ્ટ, દુઃખ ભોગવતો આસરે બે મહિને પંજાબમાં પહોંચ્યો.

કમળાદેવીનો પુત્ર ક્ષેત્રનાથ સાત આઠ વર્ષ થયાં પંજાબમાં આવીને રહ્યો હતો. તેણે બાર તેર વર્ષની ઉમ્મરમાં બંગાળ છોડ્યું હતું. હમણા તેની ઉમ્મર તેવીસ ચોવીસ વર્ષની હતી. તેનું ખરૂં નામ ક્ષેત્રનાથ ભટાચાર્ય તે પંજાબના ઘણા જ થોડા માણસો જાણતા હતા. અહિં તે “દયાળ બાબુ” નામથી ઓળખાતો હતો. તેણે પંજાબમાં એક પ્રધાનસૈન્યાધ્યક્ષનું પદ મેળવીને ઘણો જ પૈસો એકઠો કર્યો હતો. પરન્તુ પોતાના સુખ માટે ઘણો જ થોડો ખર્ચ કરતો હતો. તેનું ઉપાર્જિત ધન દીન દુઃખિના ઉપકાર માટે ખર્ચ થતું હતું. એક માણસ અન્નાભાવે કષ્ટ પામે છે તે સાંભળતાં જ પોતે તેના ઘરમાં જઇ તેને પૈસાની મદદ આપતો હતો, તેની ખબર અંતર લેતો હતો, અને શક્તિ પ્રમાણે તેનું દુઃખ દૂર કરવાનો યત્ન કરતો હતો. પોતાના કમાયેલા પૈસાના સોળ ભાગ કરી તેના પંદર ભાગ દીન દુઃખિનાં કષ્ટ દૂર કરવામાં લગાડતો હતો. બાકી રહેલા એક ભાગનો અડધો ભાગ પોતે ખર્ચ કરતો અને બાકીનો અડધો ભાગ માને માટે રાખી મૂકતો હતો. પરમહંસની વાત યાદ કરીને તેણે મનમાં વિચાર કર્યો હતો કે મારી માતા જીવતી હશે તો ભવિષ્યમાં કદી પણ માતાની સાથે મેળાપ થશે; અને જો મેળાપ થશે તો તેના ભરણપોષણ વાસ્તે એકઠું કરેલું ધન માને આપીશ. પરંતુ દરેક મહિનામાં માતાનેમાટે રૂપીઆ રાખવાની વખતે આંખમાં પાણી આવતાં અને ગાલ ભીંજાતા હતા. તે નિર્જનમાં બેસીને કોઇ કોઇ વખતે વિચાર કરતો હતો કે હાય, મારા બે નાનાભાઇ અન્નના અભાવે મરી ગયા છે, એટલામાટે જ્યાંસુધી મારા હાથમાં રૂપીઆ રહેશે ત્યાંસુધી શક્તિ પ્રમાણે કોઇનું અન્ન કષ્ટ નિવારણ કરવામાં કદી પણ પાછો હઠીશ નહિ.

જ્યારે લક્ષ્મણસિંહ ક્ષેત્રનાથના મકાનપર પહોંચ્યો હતો ત્યારે તે પુષ્કળ દીનકંગાલને ઘરના ઓટલા ઉપર બેસાડીને કપડાં આપતો હતો. આ દીન દુઃખિઓમાં એક સ્ત્રી એક ફાટેલું કપડું ઘુંટણ સુધી વીંટાળીને

તેની સામે આવીને ઉભી. એ સ્ત્રી કમરથી માથા સુધી ઉઘાડી હતી એ જોતાંજ ક્ષેત્રનાથની આંખમાંથી બોર બોર જેવડાં અશ્રુ પડવા લાગ્યાં. તે જલદીથી પેલી સ્ત્રીના હાથમાં ચાર પાંચ કપડાના ટૂકડા અને કેટલાક રૂપીઆ આપીને ઘરમાં જઇને હાહાકાર કરીને રોવા લાગ્યો. બાર તેર વર્ષની પેહેલાં ક્ષેત્રનાથે જ્યારે દિલ્લીના બાદશાહની પાસે જવા વાસ્તે ઘર છોડ્યું હતું, ત્યારે તેની મા આવું એક ફાટેલું વસ્ત્ર પેહેરીને લજ્જાનિવારણ કરતી હતી. આજે પેલી ભિક્ષાર્થિની ગરીબ સ્ત્રીને તેવું ફાટેલું કપડું પેહેરેલું જોઇને તેની માતાનું તે વેળાનું દુઃખ યાદ આવ્યું. તે હવે આંસુ રોકી શક્યો નહિ. પોતાના નોકરને આવેલા ભિક્ષુકોને કપડાં આપવાનો હુકમ આપીને પોતે તરત ઓરડામાં ચાલ્યો ગયો.

કપડાં વેહેચવા બાદ નોકર દોડતો ઓરડામાં આવીને બોલ્યો. "હજુર, આપના ઘરથી આપની માતાનો કાગળ લઇને એક માણસ આવ્યો છે. તે દરવાજામાં ઉભો છે."

તે વેળાએ ક્ષેત્રનાથ શોકમાં વિહ્વલ થઇને રડતો હતો. તેથી તેણે નોકરની કંઇ પણ વાત સાંભળી નહિ. નોકર આશ્ચર્ય પામીને મુગો ઉભો રહ્યો. થોડીવાર પછી નોકરે પાછું કહ્યું, "હજુર, આપના ઘરથી આપની માતાનો કાગળ લઇને એક માણસ આવ્યો છે. તે દરવાજા ઉપર ઉભો છે."

નોકરની વાત સાંભળીને મનમાંને મનમાં વિચાર કરવા લાગ્યો કે, આ શું હું સ્વપ્નું જોઉં છું. મારી માતાની પાસેથી કાગળ લઇને માણસ આવ્યો છે!! માતાનાં દુઃખ કષ્ટની યાદે મને ઘેલો કરી કરી નાંખ્યો કે શું? મા જીવતી હોય તો પણ કેવી રીતે તે અહિં માણસ મોકલે? એવો બાંધવ તેનો કોણ છે કે મારી શોધમાં પંજાબમાં આવે, અને હું અહિં છું તે પણ કેવી રીતે જાણે? આ માતૃશોકે મને ઘેલો કરી નાંખ્યો છે. જણાય છે કે હું સ્વપ્નું જોઉં છું.

નોકરે પાછું કહ્યું, "હજુર, આપણા દેશમાંથી માણસ આવ્યો છે.

ત્યારે તેણે ઘણી મુશ્કેલીથી આત્મસંયમ કરી આંખ લુછતો બહાર આવીને નોકરને કહ્યું, "કોણ આવ્યો છે? તેને આવવાને કહે."

તે વેળાએ નોકર લક્ષ્મણસિંહને બોલાવી લાવ્યો. ... રની પછવાડે પછવાડે ઓરડામાં જવાની વેળાએ જોયું ... દીન દુઃખી "દયાળ બાણુનો જય થાવ." એવું કહી આપતા ... મમાં વ..." ... બહાર નીકળે

નાથની પાસે આવીને બેઠા પછી બોલ્યો, "મહારાજ, હું બંગાળથી આવું છું. આપનું નામ શું ભટ્ટાચાર્ય છે?"

ક્ષેત્રનાથે કહ્યું, "હા, મારૂં નામ ક્ષેત્રનાથ ભટ્ટાચાર્ય છે."

લક્ષ્મણસિંહે પૂછ્યું, "મુરશિદાબાદના જગન્નાથ ભટ્ટાચાર્ય એ આપના પિતા થાય?"

ક્ષેત્રનાથે જવાબમાં કહ્યું "હા."

લક્ષ્મણસિંહે પૂછ્યું, "આપની બ્રહ્મત્ર જમીન ગંગાગોવિંદે કઢાવી લીધા પછી આપે બાર તેર વર્ષની ઉમ્મરમાં સ્વદેશ છોડ્યું હતું ને?"

ક્ષેત્રનાથે પૂછ્યું, "તમે આ વિષય શા માટે પૂછો છો?"

"લક્ષ્મણસિંહે કહ્યું, "હું આજ અગીઆર વર્ષ થયાં દેશોદેશમાં આપની શોધ કરૂં છું. કેટલાક મહીનાની વાત ઉપર કાશીમાં એક પરમહંસની પાસેથી આપનો પત્તો મળ્યાથી હું અહિં આવ્યો છું. મને શત્રુ જાણશો નહિ. આપનો ભાઇ જાણજો. આપની માતા કમળાદેવીને હું મારી ગર્ભધારિણીની પેઠે જાણું છું."

માતાનું નામ સાંભળતાં જ ક્ષેત્રનાથની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. થોડીકવાર મુગા રહેવા પછી આત્મસંયમ કરીને પૂછ્યું, "મારી માતા હાલ કયાં છે, કેવી હાલતમાં છે, તે તમે શું જાણો છો?"

આ પ્રશ્નના જવાબમાં લક્ષ્મણસિંહે કમળાદેવીનું સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું. જેવી રીતે કમળાદેવી ગાંડી અવસ્થામાં દેવીસિંહના માણસોની તરફથી પકડાઈ હતી, જેવી રીતે તેણે દેવીસિંહના સ્ત્રીના અખાડામાંથી છુટીને રામસિંહના ઘરમાં આશ્રય લીધો હતો, ત્યાર પછી તેને સુખી કરવા માટે તેના પુત્રની શોધ અને પરમહંસની સાથે મેળાપ વગેરે સર્વ બનાવ તેણે ક્ષેત્રનાથની પાસે કહ્યો.

તેની વાત સાંભળવાની વેળાએ ક્ષેત્રનાથની આંખમાંથી અવિશ્રાન્ત આંસુ પડવા લાગ્યાં. લક્ષ્મણસિંહની સઘળી વાત પૂરી થતાં જ ક્ષેત્રનાથ પોતાની છાતીમાં કરાઘાત કરીને બોલ્યો, "હા પરમેશ્વર! મારા જેવો પાપાત્મા બીજો આ જગતમાં કોઇ નથી. પરમસાધ્વી માતૃદેવીના ચરિત્રના સંબંધમાં આ પાપી મનમાં સંદેહનો ઉદય થયો હતો! શાસ્ત્રમાં કહ્યું છે કે વિવેક એ ઈશ્વર વાણી છે, ત્યારે વિવેકે મને કેમ ઠગાવ્યો? મારો વિવેક નથી, નહિ તો મારો વિવેક દૂષિત થયો છે. હવે આ પાપી પ્રાણ વિસર્જન કરી આ પાપનું પ્રાયશ્ચિત્ત કરીશ."

આટલું કહેતાં જ તે તરત મૂર્છિત થઇ પડ્યો. લક્ષ્મણે તેનું માથું પોતાના ખોળામાં લઇને પવન નાંખવા લાગ્યો અને નોકરને માથા ઉપર પાણી નાંખવાને કહ્યું.

થોડી વારમાં તે શુદ્ધિમાં આવીને મોટા અવાજથી રોવા લાગ્યો. વારંવાર પોતાનો તિરસ્કાર કરીને ઘણા જ ખેદની સાથે કહેવા લાગ્યો. "હાય હું કેવો પાપાત્મા છું? કેવો નરાધમ છું? બાર વર્ષ સુધી મારી માતાએ આટલું કષ્ટ ભોગવ્યું છે. આ પાપી મ્હોં હવે માતાને દેખાડીશ નહિ."

લક્ષ્મણસિંહે તેને ઘણો સમજાવીને કહ્યું પણ તેનું રોવું કોઈ રીતે બંધ થયું નહિ. તે રોતો રોતો લક્ષ્મણના પગ નીચે માથું મૂકીને કહેવા લાગ્યો, "ભાઈ, તમે ધન્ય છો! તમે દેવતા છો! તમે જ મારી પુણ્ય-વંતી માતાના યોગ્ય પુત્ર છો, અને તે તમારી યોગ્ય માતા છે. મારા જેવા પાપાત્મા તે પુણ્યવતીને મા કહીને બોલાવવાથી તે કલંકિત થશે. ભાઈ હું પ્રાણ વિસર્જન કરીને આ પાપનું પ્રાયશ્ચિત્ત કરીશ. તમે સ્વદેશમાં જઈને માને કહેજો કે પેલા પાપાત્મા અકૃતજ્ઞ છોકરાને ભૂલી જાય. હું ઘણો જ નરાધમ છું. મારૂં હૃદય ઘણું જ કુટિલ છે. તેમ નહિ હોત તો પાડોશીઓની વાત સાંભળીને આવો સંદેહ મારા મનમાં કેમ આવત? ધન્ય પરમહંસ ખરેખર તમે ભૂત ભવિષ્યના કહેનારા છો!"

તે સાંભળીને લક્ષ્મણે કહ્યું, "ભાઈ તમે શું ઘેલાની પેઠે વાત કહો છો? તમારા શોકથી માતા સર્વદા અશ્રુ વિસર્જન કરે છે. સેંકડો યત્ન કર્યાં છતાં હું તેમને સુખી કરી શકતો નથી. દેવીસિંહના સ્ત્રીઓના અખાડામાં રહેવાની વેળાએ તેમણે ઉપવાસ કરીને પ્રાણ ત્યાગ કરીશ એવો ત્રણ ચાર વાર સંકલ્પ કર્યો હતો, પરંતુ તમારૂં મ્હોં જોવાની આશાથી જ આત્મહત્યા કરી નહિ. જો તમે આત્મહત્યા કરશો તો તે પણ આત્મહત્યા કરશે. તેથી માતૃહત્યાના પાપના તમે જુમેદાર થશો એમાં સંદેહ નથી."

લક્ષ્મણસિંહની વાત સાંભળીને ક્ષેત્રનાથ બોલ્યો, "હું ઘણો કૃતઘ્ન સંતાન છું. હું કેવી રીતે માતાને મ્હોં દેખાડું? હું આટલાં વર્ષ સુધી તેનો પરિત્યાગ કરી રહેલો છું."

લક્ષ્મણસિંહે કહ્યું, "ભાઈ, છોકરાં કૃતઘ્ની થયાથી માતા કદી પણ તેનો પરિત્યાગ કરતી નથી. છોકરાં સારાં હોય કે ખરાબ હોય તોપણ માનો સ્નેહ કોઈ રીતે ઓછો થતો નથી. માતૃ સ્નેહ કેવી વસ્તુ છે તે કોઈ વાકયથી કહી શકાતો નથી. તે કવિની કલ્પનાનો પણ પરાજય કરે છે."

લક્ષ્મણસિંહે આવી રીતે સમજાવ્યા પછી ધીરે ધીરે ક્ષેત્રનાથની આત્મગ્લાનિ ઓછી થવા લાગી. લક્ષ્મણની સઘળી વાત સાંભળીને તે તેને દેવતા સમજવા લાગ્યો. અને બે ત્રણ દિવસ બાદ સ્વદેશમાં જવાનું

નક્કી કર્યું. બે ત્રણ દિવસમાં દયાળ બાબુના પંજાબ પરિત્યાગની વાત ફેલાઇ ગઇ. અસંખ્ય માણસો તેની મુલાકાતે આવવા લાગ્યા. સઘળા તેને માટે ઘણા દુઃખિત થયા. દુઃખી માણસો ટોળેટોળાં આવીને કહેવા લાગ્યા, "દયાળ બાબુ, તમે આ જગા પરિત્યાગ કરવાથી અમારો શો ઉપાય થશે ?"

ક્ષેત્રનાથ સર્વેને ધીરજ આપીને કહેતો કે "હું પાછો જલદી મારી માને સાથે લઇને આવીશ. હું નરક જેવા બંગાલમાં કદી રહેનાર નથી." જાનેવારી ૧૭૮૩ માં ક્ષેત્રનાથ લક્ષ્મણસિંહની સાથે સ્વદેશની તરફ આવવા નીકળ્યો.



## પ્રકરણ ૨૦ મું
## સુપ્રિમ કોર્ટ

વિપદ્, ગરીબાઈ અને દુઃખ એ મનુષ્યનાં સર્વ અવસ્થામાં શત્રુ થતાં નથી. વિપદ્ અને દુઃખ એ બંધુ થઇને મનુષ્યનું હૃદય ઉન્નત કરે છે, ગુરૂ થઇને સત શિક્ષા આપે છે, નેતા થઇને તેને જીવનની સાથે યુદ્ધમાં ચલાવે છે. વળી સંપદ અને ઐશ્વર્ય પુષ્કળ જગાપર શત્રુ થઇ મનુષ્યને અભિમાની કરે છે, ગર્વિત કરે છે, તેનાં હૃદય મન કલુષિત કરે છે અને આખરે તેને વિલાસી આળસુ અને વગર કામનો કરી નાખે છે.

હમેશનાં સંપદ્ અને અતુલ ઐશ્વર્યના ખોળે પ્રતિપાલિત ભારતવર્ષના સેંકડો ધનવાનના પુત્રો મૂર્ખ થઇ રહેલા છે, પણ જીવન ગાળે છે. મનુષ્યના પ્રમાણે એઓના હાથ પગ છે, મનુષ્યની પેઠે એઓના શરીરના અવયવ બનેલા છે, તેથી લાચારીથી અમે એઓને પણ મનુષ્ય કહીએ છીએ. પરંતુ એઓની વિદ્યા, બુદ્ધિ, એઓનાં કામ, એઓના વિચાર વ્યવહાર જોયાથી કોણ હિમ્મતની સાથે કહી શકશે કે એઓમાં મનુષ્યાત્મા છે ?

બંગમહિલા સત્યવતી હમણાં સ્વામીનો ઉદ્ધાર કરવા માટે કલત્તામાં આવી છે. તેની પેહેલાં અલૌકિક સાહસ અને વીરત્વ પ્રકાશિત કરી સસરાને કેદખાનામાંથી છુટો કર્યો છે. તેની આ હિમ્મત, વીરત્વ અને અલૌકિક ત્યાગ સ્વીકારનો ભાવ, કોણે તેને આપ્યો ? કયા વિદ્યાલયમાં તેણે આવી ઉત્તમ કેળવણી મેળવી હતી ? જ્યારે સંપદના ખોળામાં સૂતી હતી ત્યારે તે કેવી હતી ? હમણાં વિપદ્ પડ્યાથી તેને કેવી કરી નાંખી છે ? તેનાં હૃદય મન ઘણાં જ ઉન્નત થયાં છે. આ યની પરીક્ષા કરવી હોય તો તેના મ્હોંનાં વાકયો યાદ કરવાં જોઇએ.

તેનો વૃદ્ધ સસરો જે દિવસે પકડાયો હતો, તે દિવસે પોતે બોલી હતી કે વિવિધ વિપદ્ થઇને સંકટમાં પડ્યાથી પુષ્કળ કેળવણી મેળવી છે. સંપદના ખોળામાં જ્યારે હતી ત્યારે સ્વામીને કોઈ કોઈ વખતે સદનુષ્ઠાનથી દૂર રહેવા કહેતી હતી. પરંતુ હમણાં કહ્યું છે કે મારો પતિ દેવતા હતો, હું તેમને પહેલાં ઓળખી શકી ન હોતી.

ત્યારે માણસ કેમ વિપદમાં પડીને પરમેશ્વર ઉપર દોષ લગાડે છે? વિપદ્ મનુષ્યનો મિત્ર છે, વિપદ્ મનુષ્યનો ગુરુ છે, વિપદ્ મનુષ્યનો સેનાપતિ છે.

વિપદે સત્યવતીને અલૌકિક હિમત આપી હતી, તે સ્વામીને છોડાવવા માટે હમણાં કલકત્તામાં આવી છે. માલદહના પાડુયાના જંગલમાંથી બરોબર ચાલતી આવી છે. તે ત્રણ દહાડે કલકત્તામાં આવી પહોંચી છે. રાત્ર દિવસ માર્ગમાં ઘણો વિશ્રામ લીધો ન હોતો. રંગપુરમાં લઢાઈ શરૂ થઈ છે. હમણાં પ્રેમાનંદ ત્યાં નહિ જાય તો સઘળી મેહેનત, સઘળો ઉદ્યમ વિફળ જાય એમ છે. તેથી બંગ મહિલા સત્યવતી આશરે એકસો કોશ ચાલતી ત્રણ દિવસમાં આવી છે.

કલકત્તામાં આવવાની વેળાએ તેણે પુરુષનો પોશાક પેહેર્યો હતો. કલકત્તામાં આવીને રામકૃષ્ણ અધિકારી પોતાનું નામ રાખ્યું હતું.

પરંતુ અહિ આવતાં જ સાંભળ્યું કે સુપ્રિમ કોર્ટમાં દરખાસ્ત નહિ કર્યાથી સ્વામીને છોડાવવાનો ઉપાય નથી. એ સમય કર ઉઘરાવવા માટે, અથવા બીજા કોઈ કારણથી ઇસ્ટ ઇંડિયા કંપનીના ગવરનર અથવા બીજા ઓહ્દેદારો દેશી લોકોને કેદ કરતા હતા. સુપ્રિમ કોર્ટમાં દરખાસ્ત કર્યાથી તેઓને કેદખાનામાંથી છોડવા માટે હેબિયાસ કાર્પુસ નામનો પરવાનો નીકળતો હતો. સુપ્રિમ કોર્ટની સાથે ઇસ્ટ ઇંડિયા કમ્પનીના ઓહ્દેદારોનો વિવાદ થતો હતો. તેથી ઇસ્ટ ઇંડિયા કંપનીના કર્મચારીઓ જેઓને કેદ રાખતા હતા તેઓને સુપ્રિમ કોર્ટ છુટા કરતી હતી.

આ પ્રકરણ પૂરૂં કરવાની આગમજ વાંચનારાઓની જાણ માટે અમે આ જગાપર સુપ્રિમ કોર્ટના અને ઇસ્ટ ઇંડિયા કંપનીના કર્મચારીઓમાં જેને માટે વિવાદ થયો હતો, તેનું વર્ણન આપીએ છીએ.

સુપ્રિમ કોર્ટ સ્થાપવાની પેહેલાં કલકત્તામાં મેયર કોર્ટ નામની એક કોર્ટ હતી. ઇસ્ટ ઇંડિયા કંપનીના અંગ્રેજ ઓહ્દેદારોમાંથી મેયર કોર્ટના ન્યાયાધીશ મુકરર કરતા હતા. પરંતુ ઇસ્ટ ઇંડિયા કંપનીના ઓહ્દેદારોમાં ઘણા ખરા સઘળા જુલમી અને નિષ્ઠુરાચરણ કરી દેશી લોકોના પૈસા લુટતા હતા. તેથી મેયર કોર્ટદ્વારા કોઈ જાતનો ખરો ન્યાય મળતો નહોતો. જેઓ રાત્રે અસ્ત્રશસ્ત્ર સજીને ચોરી કરતા હતા, ને દિવસે

પાછા તેઓ જ ન્યાયના વસ્ત્ર પેહેરી, મેયર કોર્ટના ન્યાયાસન ઉપર બેસીને તે સર્વ જુલમનો ન્યાય કરતા હતા. આવી રીતે મેયર કોર્ટનો ઉત્તમ ન્યાય ચાલતો હતો!!

પરંતુ ડંડાસ વગેરે ઈંગ્લંડના કેટલાક સહૃદયવાન્ મનુષ્યોએ મેયર કોર્ટના જુલમની વાત સાંભળી ઘણા દુઃખિત થયા હતા. તેઓએ ઈંગ્લંડેશ્વરના પક્ષથી કલકત્તામાં સુપ્રિમ કોર્ટ સ્થાપવાની દરખાસ્ત કરી, એથી થોડી મુદતમાં મેયર કોર્ટ કાઢી નાંખીને તેની જગાપર સુપ્રિમ કોર્ટ સ્થાપી. સર ઇલાઇજા ઇમ્પિ ચિફ્ જસ્ટિસના પદમાં અને હાઇડ, લિમેઇસ્ટલ અને ચેમ્બર્સ એ ત્રણ અંગ્રેજો જસ્ટિસના પદમાં મુકરર થઇને આવ્યા. પરંતુ ગમે તો સુપ્રિમ કોર્ટ કહો અથવા મેયર કોર્ટ કહો, લંકામાં જે પ્રવેશ કરે છે તે જ હનુમાન થાય છે. અમૃત ફળનો લોભ કોઈ પણ છોડી શકતા નથી; સઘળા ઝાડનાં મૂળિયાં પર્યંત ગ્રાસ કરવા ચાહે છે; સઘળા એકાધિપત્ય માટે લાલસિત હોય છે, સુપ્રિમ કોર્ટના જડજો સઘળા વિષય ઉપર અને સઘળા દેશ ઉપર સત્તા કાયમ કરવા ચાહતા હતા. વારન હેસ્ટિંગ્સ પેહેલા પોતાના વિપક્ષ દલના આક્રમણથી પોતાના બચાવ માટે બે વાર સુપ્રિમ કોર્ટનો શરણાગત થયો હતો. તે વેળાએ તે સુપ્રિમ કોર્ટને સર્વોપરિ સત્તા આપવાને અસ્વીકાર કરતો નહોતો. પરંતુ મૃત્યુએ તેના વિપક્ષ દલનું કામ કર્યું હતું. હવે તે સુપ્રિમ કોર્ટની તાબેદારી કેમ માને તેથી સુપ્રિમ કોર્ટની સાથે ગવર્નરનો વિવાદ થયો.

સુપ્રિમ કોર્ટ ગવર્નરના વિરૂદ્ધ આચરણ કરવા લાગી. કર ઉઘરાવવા માટે અથવા બીજા કોઈ કારણથી દેશીઓને ગવરમેન્ટ કેદ કરતી હતી; તેઓને સુપ્રિમ કોર્ટ છોડી દેતી હતી.

આ વખતે સુપ્રિમ કોર્ટની સાથે ગવરમેન્ટનો વિવાદ હતો, તેથી ઘણા માણસો વારન હેસ્ટિંગ્સ અને ગંગા ગોવિંદસિહના જુલમથી છુટતા હતા. રામકૃષ્ણ અધિકારી નામધારી છદ્મવેશી સત્યવતીને કલકત્તામાં ઘણા માણસો કહેવા લાગ્યા કે સુપ્રિમ કોર્ટમાં દરખાસ્ત કર્યાથી પ્રેમાનંદ ગોસ્વામી એક બે મહિનામાં છુટશે. પરંતુ રંગપુરમાં પેલી તરફ લઢાઇનો આરંભ થયો છે અને એક બે મહિના પ્રેમાનંદ કેદ રહ્યાથી તેની સર્વ કોશેશ વિફળ જશે. તે લઢાઇના મેદાનમાં હાજર નહિ થાય તો વિવિધ વિશૃંખલ થવાની સંભાવના હતી.

એ સિવાય સુપ્રિમ કોર્ટમાં દરખાસ્ત આપવી હોય તો ઘણા રૂપિયા જોઇએ. પરંતુ સત્યવતીની પાસે કંઇપણ નાણું ખર્ચ માટે નહોતો.

કલકત્તાની જેલ દેવીસિહના કેદખાનાની પેઠે નહોતી કે જ્યાં તે જેલમાં જઈ તે સ્વામીની મુલાકાત કરે. તેથી તે ઘણી ચિંતાકુલ થઇ પડી.

એ વખતે ગંગા ગોવિંદસિંહ પણ કલકત્તામાં નહોતો. તે માના શ્રાદ્ધ ઉપર કાંદીના પોતાના પિતાના નિવાસસ્થાનમાં ગયો હતો.

કલકત્તામાંથી સેંકડો બ્રાહ્મણ પંડિત ગંગા ગોવિંદની માના શ્રાદ્ધ ઉપર તેના વાસસ્થાન ઉપર જતા હતા. પરસ્પર લોકો કહેતા હતા કે માના શ્રાદ્ધને દિવસે દિવાન ગંગા ગોવિંદ એકીવારે કલ્પતરૂ થઇને સઘળાની પ્રાર્થના પૂર્ણ કરશે. તેની પાસેથી તે દિવસે માગવામાં આવશે તે તરત તેને આપશે.

આ સર્વ માણસોની વાત સાંભળીને સત્યવતીએ મનમાં નક્કી કર્યું કે હું બ્રાહ્મણ કુમારના પોશાકમાં ગંગા ગોવિંદ પાસે જઇને હું મારા સ્વામીને કેદખાનામાંથી છોડી દેવાની પ્રાર્થના કરીશ. ગંગા ગોવિંદ પોતાનું વ્રત પાળવા માટે નિશ્ચય બાધ્ય થઇને મારા સ્વામીને કેદખાનામાંથી છુટો કરશે.

આવી રીતે નક્કી કરીને તે પણ બીજા માણસોની સાથે ગંગા ગોવિંદના ઘર તરફ ચાલી.



# પ્રકરણ ૨૧ મું

## દક્ષયજ્ઞના કરતાં પણ વધારે

Ganga Govinda—'A name, at the sonnd of which all India turns pale, the most wicked, the most atrocious, the boldest, the most dexterous villain that ever the rank servitude of that country has produced.

EDMUND BURKE

"ગંગા ગોવિંદ" એકસો વર્ષની આગમ જ આ નામ સાંભળ્યાથી બંગાળીનાં હૃદય કંપતાં હતાં. આખા દેશના જમીનદાર એના પગ નીચે માથું અવલુંઠિત કરતા હતા. નજરાણું હાથમાં લઇને તેની સામે ઉભા રહેતા હતા બંગાળના નાનાથી લઇને મોટા સુધી ગંગા ગોવિંદનો ભય કરતા હતા. કેમ નહિ કરે? હિંદુસ્થાનનો ગવરનર જનરલ વારન હેસ્ટિંગ્સ ગંગા ગોવિંદની પાસે કૃતજ્ઞતાના પાશમાં બંધાઇને તેનો વેચાતો ગુલામ થઇ પડયો હતો. ગંગા ગોવિંદ આખા બંગાળના મનુષ્યોનું અર્થાપહરણ કરી હેસ્ટિંગ્સનું ખીસું ભરવા લાગ્યો. પ્રાણપણ મેહેનત કરી હેસ્ટિંગ્સને લાંચ એકઠી કરી આપવા લાગ્યો; હેસ્ટિંગ્સના ભલા માટે તે પ્રાણ વિસર્જન કરવામાં પાછી પાની કરતો નહોતો; તેથી હેસ્ટિંગ્સ પણ ગંગા ગોવિંદનો ગુલામ થઇ પડયો હતો.

જે ફળ થોડા દિવસમાં પાકીને ખરાબ થવાની સંભાવના હતી, તે સર્વ કૃષ્ણનગર વગેરે આસપાસની જગા ઉપરથી વેચાતાં લેવામાં આવ્યાં હતાં. નદીઆ શાંતિપુરના બજારમાં અગીઆર વર્ષની એક બાલિકા એક ટોપલી ભરીને કેળાં વેચવા આવી હતી. કલેકટરના સિપાઇઓ તે વેળાએ કેળાં વગેરે વિવિધ ફળ એકઠાં કરતા હતા. તેઓ બાલિકાના હાથમાંથી કેટલાંક કેળાંની ફણો લઈ ગયા.

બાલિકા સજળ નયનથી કહેવા લાગી–"મારી મા આંધળી છે. બપોરે અમારા ઘરમાં ચોખા નહોતા–કંઈ પણ ખાધું નથી. આ કેટલાંક કેળાં વેચીને ચોખા વેચાતા લઇશ. મારાં કેળાંની કિંમત આપો."

સિપાઇએ દમ ભરાવીને કહ્યું–"ચુપ કર, બેવકુફ, પછી કિંમત મળશે, હમણાં ઘેર જા.—"

છોકરી ભય અને ત્રાસથી ખાલી હાથે ઘેર ગઈ.

હુગલીમાં ડેલુએડિયાની પાસે એક જગાપર ચૌદ વર્ષનો બાળક નારીએળ વેચતો હતો. સિપાઇઓએ તેનાં કેટલાંક નારીએળ લઇ લીધાં. બાળકે રોતાં રોતાં કહ્યું–"નારીએળના પૈસા આપો. મારા બાપાને માટે ગાંજો વેચાતો લેવો છે. બાપાને આજે ગાંજો મળ્યો નથી. ગાંજો નહિ લઇ જઇશ તો બાપા મારી નાખશે. મારા નારીએળના પૈસા આપો–મારા નારીએળના પૈસા આપો."

સિપાઇ બાળકને ધક્કો મારીને નારીએળ લઇને જતો રહ્યો. બાળક પિતાના મારવાના ભયથી ઘેર ગયો નહિ. નાસીને તે કયાં આગળ ગયો તેનો પત્તો મળ્યો નહિ.

દિનાજપુરની એક સ્ત્રી એક ટોપલી ભરીને બટાટા વેચવા બેઠી હતી. એક સિપાઇ આવી તેના બટાટાની ટોપલી પકડીને ખેંચાખેંચ કરવા લાગ્યો.

સ્ત્રી છાતીની નીચે ટોપલી રાખીને અવિશ્રાંત કહેતી હતી કે—"પૈસા નહિ આપો તો નહિ આપીશ, નહિ આપીશ."

સિપાઇઓએ સ્ત્રીને મારીને તેના સઘળા બટાટા લઇ ગયા.

બાખરગંજના કાઉખાલિના બજારમાં સત્તર અઢાર વર્ષનો એક યુવાન મુસલમાન સાત આઠ ટોપલા ચોખા વેચવા બેઠો હતો. ચોખાના ટોપલા પોતાની સામે રાખ્યા હતા. તેનો પિતા, કાકો અને મામો નદીના ઘાટ ઉપર એક વહાણમાંના લોકોની સાથે ચોખાનો દર કરવાને માટે વાત કરતા હતા. એ વખતે ઇસ્ટ ઈંડિયા કંપનીના સિપાઇઓ ત્યાં ચોખા લેવા આવ્યા. યુવકની સામે ચોખાના ટોપલા પડેલા હતા તે લઇને તેઓ જવા લાગ્યા. યુવક ઉંચે સ્વરથી ચીત્કાર કરીને

હાલ ગંગા ગોવિંદની મા મરી ગઈ છે. તેણે મનમાં ને મનમાં નક્કી કર્યું કે ઘણી ધામધુમની સાથે માનું શ્રાદ્ધ કરવું જોઇએ. બંગાળીના નવકૃષ્ણ મુન્સીએ માના શ્રાદ્ધમાં નવ લાખ રૂપીઆ ખર્ચ કર્યો હતા. નવકૃષ્ણ કરતાં મારૂં ઉચ્ચ પદ પ્રભુત્વ રહેલું છે. જો નવકૃષ્ણની માના શ્રાદ્ધ કરતાં મારી માતાના શ્રાદ્ધમાં વધારે ધામધુમ નહિ કરે તો મારૂં આ પદ અને પ્રભુત્વ વૃથા છે. ગંગા ગોવિંદે માતાના શ્રાદ્ધની વેળાએ વારન હેસ્ટિંગ્સની પ્રાર્થના કરી. હેસ્ટિંગ્સે તરત બંગાળાના દરેક જિલ્લાના કલેકટરો અને કલેકટરના સિરસ્તેદારોને કાગળ લખી મોકલ્યા.

"ગંગા ગોવિંદની માતાનું શ્રાદ્ધ છે તે મારી પોતાની માતાનું શ્રાદ્ધ સમજીને આ શ્રાદ્ધ કરવા માટે દરેક પોતપોતાના જિલ્લામાંથી જેટલા પ્રકારના ઉત્તમ ખાવાના પદાર્થ મળતા હોય તે સર્વે પુષ્કળ મોકલવા. આ વિષે કોઇએ કદી શૈથિલ્ય તથા અનાદર કરવો નહિ. તમારી મોકલેલી વસ્તુની કિંમત પછી આપવામાં આવશે."

હેસ્ટિંગ્સનું આ સરક્યુલર બહાર નિકળતાં જ દરેક જિલ્લાના કલેકટરના સિરસ્તેદારોએ પોતપોતાના સિપાઇઓને પોતાના તાબેનાં બજારોમાં વિવિધ પ્રકારનાં ફળ મૂળ અને બીજી ખાવાની વસ્તુ વેચાતી લેવા મોકલ્યા. આખા બંગાળમાં એકીવારે ગડબડ મચી ગઇ. શ્રીહટ્ટની પૂર્વ સીમાથી બિહારના પશ્ચિમ ભાગ પર્યંત, અને રંગપુર દિનાજપુરની ઉત્તર તરફથી લઇને સમુદ્રના કિનારાના ડાયમંડ હારબારના દક્ષિણ પ્રદેશ પર્યંત, આખા દેશની બજારમાં કેવળ ગંગા ગોવિંદની માતાના શ્રાદ્ધની વસ્તુ એકઠી થવા લાગી.

પરંતુ સર્વ વસ્તુ ઉધાર વેચાતી લેવામાં આવતી હતી. હેસ્ટિંગ્સે સઘળા કલેકટરોને લખ્યું હતું કે શ્રાદ્ધ થયા બાદ વસ્તુની કિંમતનો હિસાબ તૈયાર થવો જોઇએ. કલેકટરના સિરસ્તેદારોએ પોતાના તાબેના જમાદાર અને સિપાઇઓને જે દુકાનમાં જે વસ્તુ મળે તે સર્વ વસ્તુ ઉધાર આણવા કહી. તેની કિંમત પૂછવામાં આવતી નહોતી. સરકારી કામ કરનારાઓને વસ્તુ વેચાય છે. બીલ મોકલ્યાથી રૂપીઆ મળશે એથી કિંમત પૂછવાની દરકાર પડતી નથી.

આ સર્વ વસ્તુ વગેરે વેચાતી લેવાની વખતે જૂદા જૂદા જીલ્લાના સિપાઇઓએ વેચનારની સાથે જેવો વ્યવહાર કર્યો હતો, તેનું સવિસ્તરથી બ્યાન લખવામાં આવતાં પુસ્તકનાં બીજાં પાંચસો પાનાં વધી જાય તેથી વાંચનારની પાસે ક્ષમા માગીએ છીએ. પુસ્તકનો આકાર હવે વધારી શકતા નથી. ટુંકામાં આ સંબંધમાં એક બે બનાવ લખ્યાથી વાંચનારાઓ સર્વ અવસ્થા જાણી શકશે.

જે ફળ થોડા દિવસમાં પાકીને ખરાબ થવાની સંભાવના હતી, તે સર્વ કૃષ્ણનગર વગેરે આસપાસની જગા ઉપરથી વેચાતાં લેવામાં આવ્યાં હતાં. નદીઆ શાંતિપુરના બજારમાં અગીઆર વર્ષની એક બાલિકા એક ટોપલી ભરીને કેળાં વેચવા આવી હતી. કલેકટરના સિપાઇઓ તે વેળાએ કેળાં વગેરે વિવિધ ફળ એકઠાં કરતા હતા. તેઓ બાલિકાના હાથમાંથી કેટલાંક કેળાંની ફણો લઈ ગયા.

બાલિકા સજળ નયનથી કહેવા લાગી–"મારી મા આંધળી છે. બપોરે અમારા ઘરમાં ચોખા નહોતા–કંઈ પણ ખાધું નથી. આ કેટલાક કેળાં વેચીને ચોખા વેચાતા લઇશ. મારાં કેળાંની કિંમત આપો."

સિપાઇએ દમ ભરાવીને કહ્યું–"ચુપ કર, બેવકુફ, પછી કિંમત મળશે, હમણાં ઘેર જા.—"

છોકરી ભય અને ત્રાસથી ખાલી હાથે ઘેર ગઈ.

હુગલીમાં ડેલુબેડિયાની પાસે એક જગાપર ચૌદ વર્ષનો બાળક નારીએળ વેચતો હતો. સિપાઇઓએ તેનાં કેટલાંક નારીએળ લઇ લીધાં. બાળકે રોતાં રોતાં કહ્યું–"નારીએળના પૈસા આપો. મારા બાપાને માટે ગાંજો વેચાતો લેવો છે. બાપાને આજે ગાંજો મળ્યો નથી. ગાંજો નહિ લઇ જઇશ તો બાપા મારી નાખશે. મારા નારીએળના પૈસા આપો–મારા નારીએળના પૈસા આપો."

સિપાઇ બાળકને ધક્કો મારીને નારીએળ લઇને જતો રહ્યો. બાળક પિતાના મારવાના ભયથી ઘેર ગયો નહિ. નાસીને તે ક્યાં ચાલ્યો ગયો તેનો પત્તો મળ્યો નહિ.

દિનાજપુરની એક સ્ત્રી એક ટોપલી ભરીને બટાટા વેચવા બેઠી હતી. એક સિપાઇ આવી તેના બટાટાની ટોપલી પકડીને ખેંચાખેંચ કરવા લાગ્યો.

સ્ત્રી છાતીની નીચે ટોપલી રાખીને અવિશ્રાંત કહેતી હતી કે–"પૈસા નહિ આપો તો નહિ આપીશ, નહિ આપીશ."

સિપાઇઓએ સ્ત્રીને મારીને તેના સઘળા બટાટા લઇ ગયા.

બાખરગંજના કાઉખાલિના બજારમાં સત્તર અઢાર વર્ષનો એક યુવાન મુસલમાન સાત આઠ ટોપલા ચોખા વેચવા બેઠો હતો. ચોખાના ટોપલા પોતાની સામે રાખ્યા હતા. તેનો પિતા, કાકો અને મામો નદીના ઘાટ ઉપર એક વહાણમાંના લોકોની સાથે ચોખાનો દર કરવાને માટે વાત કરતા હતા. એ વખતે ઇસ્ટ ઈંડિયા કંપનીના સિપાઇઓ ત્યાં ચોખા લેવા આવ્યા. યુવકની સામે ચોખાના ટોપલા પડેલા હતા તે લઇને તેઓ જવા લાગ્યા. યુવક ઉંચે સ્વરથી ચીત્કાર કરીને

કહેવા લાગ્યો, "ઓ બાજાન, ઓ દુદુ, ઓ મામુ આવો, સિપાઇઓ ચોખા લઇ જાય છે."

યુવકનો પિતા, કાકો અને મામો તેનો ચીત્કાર સાંભળીને દોડતા આવ્યા. સિપાઇઓના હાથમાંથી ચોખાના ટોપલા છિનવીને તેઓને મારીને હાંકી કાઢયા. સિપાઇઓએ માર ખાઇને કોટવાળની પાસે અરજી કરી કે અમારા વેચાતા લીધેલા ચોખા કાઉખાલિના મુસલમાનોએ લૂટ કરીને લઇ લીધા. કોટવાળે કાઉખાલિના બજારમાંથી ત્રીશ માણસને ચોર જાણીને ઢાકામાં કેદ કર્યા. કાઉખાલિમાં ઘણાક ચોરો ઘર છે એવું લોકોમાં મનાતું હતું. એઓના કેદ થવાને ત્રણ ચાર મહીના પછી એઓને દરેકને પાંચ વર્ષના કેદખાનાની સજા થઈ.

આવી રીતે દિવાન ગંગા ગોવિંદસિંહની માતાના શ્રાદ્ધ માટે વસ્તુ વગેરે એકઠી થવા લાગી. શ્રાદ્ધનો દિવસ નજદીક આવ્યો. એ વસ્તુએ ધીરે ધીરે તેના ઘરમાં આવવા લાગી. વીશ લાખ માણસને ખા જેટલી વસ્તુ એકઠી થઈ. કાંદીમાં ગંગા ગોવિંદસિંહનું ઘર શ્રાદ્ધના પં દિવસની આગમજથી લોકોથી પૂર્ણ થયું. ત્રણ કોશ સુધી લો રહેવા માટે છાપરાંનાં ઘર તૈયાર કરવામાં આવ્યાં હતાં.

પેલી તરફ બંગાળના રાજા, જમીનદાર, તાલુકદાર સર્વને નિમંત્રણ થયાં. ગંગા ગોવિંદસિંહના નિમંત્રણ પત્રને સર્વ ફોજદારી કોર્ટના સમન જાણવા લાગ્યા! આ નિમંત્રણ માન્ય નહિ કર્યાથી ગંગા ગોવિંદસિંહ નારાજ થાય. બ્રહ્મા, વિષ્ણુ, શિવ નારાજ થાય તો પણ લોકની રક્ષા થાય છે, પરંતુ ગંગા ગોવિંદ અસંતુષ્ટ થયાથી કોઈની પણ રક્ષા થનાર નહોતી.

નદીયાના રાજા કૃષ્ણ રામચંદ્રને નિમંત્રણ પત્ર મળતાં પોતાના પુત્ર રાજા શિવચંદ્રને ગંગા ગોવિંદને ત્યાં જવાને કહ્યું. રાજા શિવચંદ્ર ઘણો જ જાત્યભિમાની હતો. તે ગંગા ગોવિંદના જેવા કોઈ કાયસ્થના ઘરમાં જવાને પહેલાં રાજી થયો નહિ.

ત્યારે રાજા કૃષ્ણચંદ્ર ક્રોધાયમાન થઇને બોલ્યો, "બેટા, તું નહિ જાય તો હું આ રોગી શરીર લઇને ગંગા ગોવિંદને ઘરે જઇશ. ગંગા ગોવિંદને હું કદી પણ નારાજ કરીશ નહિ."

રાજા શિવચંદ્રે જોયું કે હું જો નહિ જઇશ તો પિતા રોગી શરીરે ગંગા ગોવિંદને ત્યાં જશે; તેથી લાચારીથી તેણે ગંગા ગોવિંદને ત્યાં જવાનું સ્વીકાર્યું. રાજા કૃષ્ણચંદ્ર ઘણું કરીને માંદો રહેતો હતો તે વાસ્તે કોઈ કોઈ વખત શિવચંદ્રને કલકત્તામાં જઇને ગંગા ગોવિંદની દરબાર કરવા કહેતો હતો, પરંતુ શિવચંદ્ર ગંગા ગોવિંદની પાસે જવાને સ્વીકારતો નહોતો. એ વાસ્તે મહારાજ કૃષ્ણચંદ્ર ગંગા ગોવિંદને પત્ર લખતો હતો:—

વિયોગના પછી એક મહીના સુધી પત્નીના બિછાનામાં સૂતો નહિ, પરંતુ અડધી રાત્રે ઘણું કરીને ગંગા ગોવિંદ નિદ્રિતાવસ્થામાં ચી... કરતો હતો. તે વાસ્તે તેની સ્ત્રી એ વેળાએ પણ ગંગા ગોવિંદના સુવાના ઓરડાની પાસેના ઓરડામાં રહેતી હતી. ગંગા ગોવિંદે બુમો પાડ્યાથી તે તેના ઓરડામાં જઇને સ્વામીના માથા ઉપર પાણી સિંચન કરતી હતી ને સ્વામીને હવા કરતી હતી. સ્વામીનું આ સ્વપ્ન વૃત્તાંત પ્રાણ જતાં પણ બીજા કોઇને જાણવા દેતી નહોતી.

ગંગા ગોવિંદ વિશ્રામ કરવા માટે સુવાના ઓરડામાં ગયો, પરંતુ સુનિદ્રા આવીને વિશ્રામની શાંતિ તેના નસીબમાં નહોતી. તેને થોડી ઉંઘ આવતાં જ રોજની પેઠે આજે પણ સ્વપ્નું જોયું કે છુરી હાથમાં લઇને કમળાદેવી મરેલા બે છોકરાને બગલમાં મારીને પોતાની ... દોડતી આવે છે. પોતાની પાસે આવતાં જ છાતીમાં છુરી ભોકી દ... બે મરેલા છોકરાને માથા ઉપર ફેંક્યા. વળી પછવાડેથી કમ... સ્વામી જગન્નાથ ભટાચાર્ય પોતાની જનોઇથી ગળું બાંધે છે.

ગંગા ગોવિંદની સ્ત્રીએ આગળ એક વેળાએ પોતાના સ્વ... કહી રાખ્યું હતું કે કમળાદેવીને હવે જ્યારે સ્વપ્નામાં જુઓ... સ્વપ્નાવેશમાં તેના પગ નીચે માથું અવલુંઠન કરીને કહેજો "મા, ક્ષમા કરો, આ બ્રહ્મહત્યાના પાપથી મારો ઉદ્ધાર કરો."

પોતાની સ્ત્રીનો આ ઉપદેશ આજે નિદ્રિતાવસ્થામાં ગંગા ગો... યાદ આવ્યો. તેથી તે કમળાદેવીના પગ નીચે માથું નમાવીને બો... "મા! તમે પરમ સાધ્વી છો! મને ક્ષમા કરો. આ બ્રહ્મહ... પાપથી મારો ઉદ્ધાર કરો."

પરંતુ સ્વપ્નાવસ્થામાં ગંગા ગોવિંદે આ વાત કહેતાં જ એ... ઘણી જ ભયાનક અવસ્થા થઇ પડી. તેણે નિદ્રિતાવસ્થામાં જોયું ... સેંકડો બ્રાહ્મણો, હજારો ખેડુતો દોડતા તેની તરફ આવે છે. તેઓ સર્વે કહેવા લાગ્યા, "કર વધારીને હેસ્ટિંગ્સની પ્રસન્નતા મેળવવા માં તેં અમને વગર જમીનના કર્યા છે. અમારી બ્રહ્મત્ર, અમારી જમીન... દારી તેં નાશ કરી છે. તારા જુલમથી અમે સકુટુંબ પૃથ્વી છોડીને આવ્યા છિયે. અનાહારે અમારાં છોકરાં છૈયાં મરી ગયાં છે. આજ બાર વર્ષ થયાં તું જુલમ ગુજારે છે તેનું પ્રતિફળ તને હમણાં આપીશું."

આ બ્રાહ્મણોમાં ચાર પાંચના ગળામાં મોટાં જાડાં દોરડાં ઝુલાયલ... ...ાં. તેઓએ જમીન વગરના થયા પછી છોકરાં છૈયાંનું દુઃખ-કષ્ટ ...ન નહિ કરી શકયાથી ફાંસો ખાઇને પ્રાણ ત્યાગ કર્યો હશે એ... ...ય છે. એઓમાંથી કોઇ ગંગા ગોવિંદની છાતી ઉપર બેઠા."

મ્હોં બંધ કર્યું તેથી ગંગા ગોવિંદને એકદમ હાંફ ચઢ્યો. આજે તેને ચીત્કાર કરવાની શક્તિ રહી નહિ. છાતી ઉપર અને ગળામાં પથ્થર બાંધ્યાથી જેવી માણસની હાલત થાય છે, તેમ આજ ગંગા ગોવિંદની હાલત થઈ.

થોડી વાર પછી તેણે જોયું કે એક લોહીની નદી પોતાની સામે પ્રવાહિત થાય છે, સેંકડો મૃત શરીરો તે નદીમાં તણાય છે. તે સર્વે મુડદાંમાંથી દુર્ગંધ નીકળે છે. સામે ઉભેલા બ્રાહ્મણો અને ખેડુતો ગંગા ગોવિંદને તે નદીમાં નાખવા માટે તેના હાથ પગ બાંધે છે.

હાથ પગ બાંધ્યા પછી જેઓ તેની છાતી અને ગળું ચાંપીને બેઠા હતા, તેઓ ઉઠીને તેને નદીમાં નાંખવાની તૈયારી કરે છે, તેટલામાં તેણે મોટા અવાજથી ચીત્કાર કર્યો. તેના આજના ચીત્કારના શબ્દથી તેની સ્ત્રીના સિવાય ઘરના બીજા માણસો પણ જાગ્યા અને જલદીથી તેના સુવાના ઓરડામાં જઇ પહોંચ્યા. સઘળાઓએ ત્યાં જઇને જોયું તો તે જાગૃત થઇને બિછાના ઉપર બેસીને ધ્રુજે છે.

બીજા કોઈ તેનું આ સર્વ સ્વપ્નાનું વિવરણ જાણીતા નહિ હશે એ વાસ્તે તેની સ્ત્રીએ ઘરના માણસોને પોતપોતાની જગાપર સુવાને કહ્યું. ત્યાર પછી દમયંતીની પેઠે સ્વામીનું માથું ખોળે લઇને પાણી સિંચન કરી હવા નાંખવા લાગી.

થોડીવાર પછી ગંગા ગોવિંદ થોડો સાવચેત થઇને સ્ત્રીને કહેવા લાગ્યો. "પ્રિયે, તમારા તે ઉપદેશ પ્રમાણે આજે સ્વપ્નાવસ્થામાં કમળાદેવીને સંબોધન કરીને કહ્યું હતું કે, 'મા ! મને ક્ષમા કરો !' આટલું કહેતાં જ કમળાદેવી તો અદૃશ્ય થઇ ગઇ; પરંતુ તરત બીજા સેંકડો બ્રાહ્મણો અને હજારો ખેડુતોએ મારી તરફ દોડતા આવીને મને બાંધ્યો અને સામેની એક લોહીની નદીમાં નાંખવાને તૈયાર થયા. તેઓ જ્યારે મારી છાતી ઉપર બેઠા હતા ત્યારે મારો કંઠાવરોધ થયો હતો."

ગંગા ગોવિંદની આ સઘળી વાત સાંભળીને તેની સ્ત્રી થોડીવાર ચુપ થઇને વિચાર કરવા લાગી. પરંતુ કેવું આશ્ચર્ય ! સાધ્વી સ્ત્રીઓ કોઇ પુસ્તક વગેરે નહિ વાંચતાં અથવા કાંઇ શાસ્ત્રાધ્યયન નહિ કરતાં પણ કેવળ સ્વાભાવિક બુદ્ધિથી ધર્મના છુપા તત્વ સંબંધમાં વખતો વખત અનેકાનેક યુક્તિવાળાં અનુમાન કરવામાં સમર્થ થાય છે. ગંગા ગોવિંદની સ્ત્રી ઘણી જ પુણ્યવતી હતી. એના પુણ્ય ફળથી જ જણાય છે કે ઉત્તરકાળે લાલા બાબુના જેવા ધાર્મિક મહાત્માએ આ કુટુંબમાં જન્મ લીધો હશે.

પુણ્યવતી સાધ્વીએ પોતાના સ્વામીનું સ્વપ્ન વિવરણ સાંભળીને કહ્યું, “નાથ ! મને જણાય છે કે કમળાદેવીની આગળ ક્ષમા પ્રાર્થના કરતાં જ ભગવાને તમારા ઉપર સંતુષ્ટ થઇ તમારાં બીજાં પાપ અને કુકાર્યની તરફ તમારી આંખ ફેરવી દીધી છે. એક કુકાર્ય ઉપર નજર પડયાથી બીજાં કુકાર્યના ઉપર પણ ધીરે ધીરે નજર પડે છે. આ સર્વ માણસોની આગળ પણ તમે ક્ષમા પ્રાર્થના કરો અને તમારાથી જે જે માણસનું નુકસાન થયું હોય તેનું ભલું કરવાનો યત્ન કરો, તો પરમેશ્વર નિશ્ચય તમારા ઉપર કૃપા કરીને તમારી આ દુષ્ટ કૃતિથી બચાવશે.”

એ સાંભળીને ગંગા ગોવિંદે કહ્યું, “પ્રિયે મને ઘણો ભય લાગે છે. હું હવે ક્ષમાની પ્રાર્થના કરીશ નહિ. એમની આગળ ક્ષમા માંગ્યાથી આજે હજારો માણસોએ આવી મને ચાંપીને પકડયો. વળી આ હજાર માણસની આગળ ક્ષમા માગ્યાથી લાખો માણસો આવીને મારો પ્રાણ સંહાર કરશે. જે સ્વપ્નું જોયું છે તેથી હજી સુધી મારો પ્રાણ કાં છે. આ સર્વ બનાવ વિસ્મૃતિના સાગરમાં નહિ ડુબાડયાથી મને શાંતિ મળનાર નથી.”

આ સર્વ વાતચીત થયા પછી ગંગા ગોવિંદ પાછો સુવા માં સ્ત્રીના ખોળામાં માથું મૂકીને સુતો, પરંતુ પૂર્ણ નિદ્રા નહિ આવતામ પાછો ભયાનક દેખાવ જોવા લાગ્યો. પ્રથમની લોહીની નદીએ આ વેળાએ એકદમ સમુદ્રનો આકાર નજરે પડ્યો. એ સમુદ્રનો બીજો કિનારો જોવામાં આવતો નહોતો. તે કિનારા વગરના લોહીના સમુદ્રની પારે તે સુતો છે. ઘણે છેટેથી એક સ્ત્રી દોડતી દોડતી તેની પાસે આવે છે સ્ત્રીની પછવાડે હજારો માણસો હાથમાં લાકડી વગેરે વિવિધ પ્રકારનાં હથિયારો લઇને દોડે છે. સ્ત્રી તેની પાસે આવતાં જ જુએ છે તો તે પોતાની માતા ! તે સ્વપ્નાવસ્થામાં ઉઠીને બેઠો, તેની મા આવીને તેને ભેટીને બોલી, “બેટા ! મને બચાવ, મને બચાવ. આ જો હજારો માણસો મારી પછવાડે દોડે છે.” પછવાડેના માણસો આસ્તે આસ્તે પાસે આવ્યા. તેની મા પુત્રની છાતીમાં છુપાવાની કોશેશ કરવા લાગી.

તે માણસોમાં કોઈ શ્રીહટની ભાષામાં, કોઈ દિનાજપુરની ભાષામાં ગાળો આપવા લાગ્યા. એઓમાંથી અગીઆર વર્ષની બાલિકાની પછવાડે એક વૃદ્ધ સ્ત્રી એક લાકડી હાથમાં પકડીને આવતી હતી. બાલિકા અંધને સાથે લઇને ભિક્ષા કરવા ચાલી જાય છે. પરંતુ ગંગા ગોવિંદની પાસે આવતાં જ તે શરવિદ્ધ વાઘણની પેઠે દાંત કડકડ કરતી હાથમાંની લાકડીથી તેની પીઠ ઉપર આઘાત કરવા લાગી. તેની પછવાડેથી વૃદ્ધ “મારો ભૂખથી પ્રાણ જાય છે.” એટલું કહીને તેનું માથું જોરથી કરડ્યું.

સાર પછી એક તવાઈ ગયેલો લાંબો માણસ ગાંજાખોરની પેઠે ખાકતો ખોકતો તેની પાસે આવ્યો. તેનો હાથ પકડીને લોહીના કિનારા ઉપર લઈ ગયો. સમુદ્રમાં એક બાળકનું મુડદું તણાતું હતું. ગાંજાખોરે તે બાળકનું મુડદું સમુદ્રમાંથી બહાર કાઢીને તેની આગળ નાંખતાં જ તે જોઇને ચમકી ગયો.

થોડી વાર પછી તેણે જોયું કે પેલા માણસોમાંથી ચાર પાંચ માણસ દોડતા આવીને તેની માને તે લોહીના સાગરમાં નાંખવાની તૈયારી કરે છે. તે તરત "મા, મા" કહીને ચીત્કાર કરીને એકદમ ઉભો થયો.

"વળી શું થયું—વળી શું થયું" કહીને તેની સ્ત્રી પણ ત્રાસ પામીને તેની સાથે ઉભી થઈ, અને માથા ઉપર જળ સિચન કરવા લાગી.

રાત્રે બે વાગે આવી રીતે પાછી ગંગા ગોવિંદની નિદ્રા ભંગ થઇ. તેણે જાગીને ભયથી સુવાનો વિચાર માંડી વાળ્યો. ચિંતાકુલ ચિત્તથી બેસીને સ્વપ્નના વિષે વિચાર કરવા લાગ્યો. સંસારનું આ પદ પ્રભુત્વ અસાર છે એમ તેના મનમાં આવવા લાગ્યું. પરંતુ રાત્રિ ગઇ કે સંસારના કોલાહોલમાં સર્વ વિસરી ગયો. વિસ્મૃતી સાગરમાં આગલી રાત્રની માનસિક યંત્રણા એકીવારે ડુબાવી નાખી.



## પ્રકરણ ૨૨ મું

### આ તો નદીનું પાણી નદીમાં જ નાંખો છો

આજ ગંગા ગોવિંદની માતાનું શ્રાદ્ધ છે. પ્રભાત થતાંમાં જ તેના ઘરથી ત્રણ કોસ સુધીની જગા એકીવારે લોકોથી પરિપૂર્ણ થઈ છે. નિમંત્રિત બ્રાહ્મણ પંડિતો અને બીજા પ્રતિષ્ઠિત માણસોના પ્રથમ મુકર્‌ર કરેલા મુકામમાં ઢગલે ઢગલા ખાવાની વસ્તુ મોકલવામાં આવી.

સેંકડો ભિખારી બ્રાહ્મણો આવીને દાન મળવાની આશામાં એક જુદા ઓરડામાં બેસીને વાટ જોવા લાગ્યા. નિમંત્રિત શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણ પંડિતો રહેવાના મુકરર ઓરડામાં બેસીને દૂર દેશથી આવેલા પંડિતોની સાથે શાસ્ત્રાલાપ કરવા લાગ્યા. એઓ નોતરાથી આવ્યા છે, તેથી તેઓને ભીખારીઓની પેઠે સાધારણ દાન આપવાના ઓરડામાં જઇને દાન માંગવું પડતું નહોતું.

છદ્મવેશી રામકૃષ્ણ અધિકારી ભીખારીઓની સાથે સાધારણ દાનગૃહમાં બેસીને વાટ જોતો હતો. થોડી વારમાં કોથળીઓમાં રૂપીઆ ભરીને ગંગા ગોવિંદના કર્મચારીઓ ભિક્ષુકોને વિદાય કરવા આવ્યા, કોઇના હાથમાં ચાર રૂપીઆ, કોઇના હાથમાં પાંચ રૂપિયા, એમ આપવા લાગ્યા, ભીખારીઓમાંથી કેટલાક રૂપીયા મળ્યાથી સંતોષિત ચિત્તવાળા થઇને ચાલ્યા ગયા. પરંતુ કોઈ કોઈ બીજા મળવાની

આશાથી વાટ જોવા લાગ્યા. જ્યારે રામકૃષ્ણ અધિકારીને રૂપિઆ આપવા માણસ આવ્યો. ત્યારે રામકૃષ્ણે કહ્યું, "સ્વયંદાન કર્તા સિવાય બીજાના હાથથી હું દાન લેતો નથી."

ગંગા ગોવિંદ આજ એક જગાપર બેસી શકતો નહોતો. તે કોઈ વેળાએ અહીં, કોઈ વેળાએ ત્યાં, કોઈ વેળાએ બ્રાહ્મણ પંડિતોના ઓરડામાં જઇને સર્વની ખાતરદારી કરતો હતો.

સાધારણ દાનગૃહમાં ભીખારી બ્રાહ્મણોની ઘણી ગડબડ મચી હતી, તે સાંભળીને તે ત્યાં ગયો. જેઓને પહેલાં ચાર પાંચ રૂપીઆ મળ્યા હતા તેઓમાં કોઈ કોઈ બીજા રૂપીઆ માંગતા હતા. ગંગા ગોવિંદે ત્યાં આવીને તેઓને એક એક રૂપીઓ આપવાને કહ્યું. સઘળાઓ "મહારાજનો જય થાવ, મહારાજનો જય થાવ" આવો આશીર્વાદ આપવા લાગ્યા.

રામકૃષ્ણ અધિકારી ઘણા માણસોની પછવાડેથી ગંગા ગોવિંદની સાથે આવીને બોલ્યો–"મહારાજ હું રૂપીઆ માંગતો નથી. ગયા પોષ મહીનામાં રંગપુરના કેટલાક માણસને કેદ કર્યા છે તેઓને છોડવાની પ્રાર્થના કરૂં છું." ગંગા ગોવિંદે આ બ્રાહ્મણ કુમારની વાત સાંભળતાં જ તેનું કલેજું ધડકી ઉઠ્યું. તેણે દગલબાજી કરીને કિયો અભિપ્રાય પૂર્ણ કરવા માટે એઓને કેદખાનામાં રાખ્યા છે? દેવીસિંહ, ગુડલ્યાડ અને હેસ્ટિંગ્સ સિવાય તે દગલબાજી કોઈ બીજો જાણતો નથી. બ્રાહ્મણ કુમારની પ્રાર્થના સાંભળી બોલ્યો, "મહારાજ, કોઈ કેદીને કેદખાનામાંથી છોડવાની મારી શક્તિ નથી. તમે રૂપીઆ જેટલા માગશો તેટલા આપવા હું હુકમ કરીશ પરંતુ કેદીઓને છોડી શકતો નથી."

રામકૃષ્ણે કહ્યું, "મહારાજ મને રૂપીઆની દરકાર નથી. રંગપુરના પેલા પંદર* માણસોને કેદખાનામાંથી છોડાવો એટલી જ ભિક્ષા આપની પાસે માગું છું."

ગંગા ગોવિંદે કહ્યું, "કોઇને પણ કેદખાનામાંથી છુટો કરવો એ મારી શક્તિની બહાર છે."

રામકૃષ્ણ બોલ્યો–"આપ શક્તિ પ્રમાણે આજે સર્વની પ્રાર્થના પૂર્ણ કરશો એવી આપે પ્રતિજ્ઞા કરી છે. શક્તિ હોય તો મારી પ્રાર્થના પૂર્ણ નહિ કર્યાથી આપનું આ વ્રત ભંગ થશે."

ગંગા ગોવિંદે કહ્યું, "તમારી આ પ્રાર્થના પૂર્ણ કરવાની મારી તાકાત નથી. તમે જેટલા રૂપીઆ માંગો તેટલા હમણાં અપાવું છું."

* ૧૭ મી નોટ જુઓ.

રામકૃષ્ણે કહ્યું "આપ રૂપિઆ દાન કરીને કેવળ પાણીમાં પાણી નાંખો છો. નદીનું પાણી કાઢીને પાછું નદીમાં નાંખ્યાથી કંઈ ઉપકાર નથી." ગંગા ગોવિંદે પૂછ્યું; "પાણીમાં પાણી નાંખો છો તે શું?"

રામકૃષ્ણે જવાબમાં કહ્યું; "દેશના સર્વ મનુષ્યનાં અર્થ, સંપત્તિ, રૂપિયા લુટીને તેનો કેટલોક ભાગ આજે પાછો કેટલાક માણસને આપો છો, એ નદીનું પાણી કાઢીને નદીમાં નાંખવા બરાબર છે."

રામકૃષ્ણની આ વાત સાંભળતાં જ ગઇ રાત્રિનું સ્વપ્નું ગંગાગોવિંદને યાદ આવ્યું, તેથી થોડીવાર સુધી મુંગો રહ્યો.

રામકૃષ્ણે ફરી કહ્યું; "આ નદીનું પાણી નદીમાં નાંખ્યાથી તમારી માતા કદી પણ સ્વર્ગે જશે નહિ. જો માતા સ્વર્ગે જાય એવી ઇચ્છા હોય તો નિરપરાધીઓને હમણાં કેદખાનામાંથી છોડો."

ગંગા ગોવિંદસિહને આવી રીતે તિરસ્કાર કરવા કોઇ કદી હિંમત કરતું નહોતું. ત્રણ ચાર માણસો રામકૃષ્ણને કાઢી મૂકવા આવ્યા. ગંગા ગોવિંદ તેઓને નિષેધ કરીને કહ્યું; "આજ કોઇ અભ્યાગત મનુષ્યને કર્કશ વાક્ય બોલશો નહિ અથવા કોઇને પણ ઘરમાંથી હાંકી મૂકશો નહિ."

આટલું કહીને તે તરત બીજી બાજુએ જતો રહ્યો. છદ્મ વેશી રામકૃષ્ણ ઘણો જ નિરાશ થઇ પડ્યો. તેણે મનમાં આશા રાખી હતી કે માતાના શ્રાદ્ધને દિવસે ગંગા ગોવિંદ નિશ્ચય મારી પ્રાર્થના પૂર્ણ કરશે; પરંતુ તેની તે આશા નિષ્ફળ ગઇ; કેવળ અનર્થક રસ્તાનું કષ્ટ સહન કર્યું અને સમય વૃથા ગયો.

તે નિરાશ થઇને પાછો કલકત્તા ગયો. હવે સુપ્રિમ કોર્ટમાં દરખાસ્ત કર્યાં સિવાય બીજો ઉપાય નહોતો. પરંતુ સુપ્રિમ કોર્ટમાં દરખાસ્ત કરવાને ઘણા રૂપીઆ ખર્ચ થતા હતા. વળી તેથી એક બે મહિનામાં છુટવાની સંભાવના નહોતી. રંગપુરના માણસો પ્રેમાનંદની આવવાની વાટ જોતા બેઠા છે. સત્યવતી શું કરે, કંઇ સ્થિર કરી શકતી નહોતી.

પેલી બાજુએ માતાના શ્રાદ્ધ પછી બે ત્રણ દહાડે ગંગાગોવિંદ કલકત્તામાં આવ્યો. ભિન્ન ભિન્ન જીલ્લા કલેકટરોના સિરસ્તેદારોને પોતપોતાની મોકલેલી વસ્તુની કીંમતનો હિસાબ મોકલવા લખ્યું. પરંતુ સર્વ જીલ્લામાંથી કલેકટરના સિરસ્તેદારોએ લખી મોકલ્યું કે "ઘણી જ થોડી કિંમતની ઘણી જ કમ વસ્તુ મોકલી હતી, તેથી અને જમીનદારોએ પોતાની ઇચ્છાથી દિવાન બહાદુરની માતાના શ્રાદ્ધને માટે આ સઘળી વસ્તુ આપી હતી તેથી તેઓ કાંઈ પણ એની કિંમત લેવા ચહાતા નથી."

કેટલાક કલેકટરના સિરસ્તેદારોએ લખ્યું હતું કે "દિવાન બહાદુરનો પત્ર મળ્યાથી ઘણા જ લજ્જાયમાન થયા છીએ. શ્રાદ્ધને થોડા દિવસ બાકી હતા ત્યારે ખબર મળી હતી. આ જિલ્લામાં વસ્તુ એકઠી કરવાનો વખત પણ નહોતો. જે કંઈ થોડાં ફળ મૂળ મોકલાવ્યાં હતાં તે મારા પોતાના બગીચામાંથી મોકલ્યાં હતાં."

પરંતુ એક એક જિલ્લામાંથી આસરે પચાસ હજાર રૂપીઆની કિંમતની વસ્તુઓ મોકલી હતી. તે સર્વ વસ્તુ એકઠી કરતી વેળાએ તેનો ચોથો ભાગ સિપાઇઓએ રાખ્યો હતો. કેટલોક ભાગ સિરસ્તેદારોના ઘરમાં ગયો હતો. અનાથ સિરસ્તેદારોએ કહ્યું કે અમારા પોતાના બગીચામાંથી ફળ મૂળ મોકલ્યાં હતાં.

---

## પ્રકરણ ૨૩ મું

### કેદખાનામાંથી છુટવું

It was in a struggle to make him (Ganga Govinda) do his duty, that, we fell under a charge of neglect of duty and disobedience of order. We were therefore divested of, our trust.

*Evidence of Mr. Peter Moore in the trial of Hastings.*

સત્યવતી છદ્મવેશે પાછી કલકત્તામાં આવીને સ્વામીનો ઉદ્ધાર કરવાના ઉપાય વિષે વિચાર કરવા લાગી. તેમાં શીત, વરસાદ, તડકો કોઇની પણ દરકાર કરતી નહોતી. સ્વામીના ઉદ્ધારની ચિંતાએ જ તેના હૃદય–મન ઉપર સંપૂર્ણ રૂપે અધિકાર જમાવ્યો હતો. દિવસમાં ઝાડની નીચે બેસતી. રાત્રે ઝાડ નીચે સૂતી. ખાવું પીવું ઉંઘવું પ્રાય સર્વ પરિત્યાગ કર્યું હતું જ. જીર્ણવસ્ત્રથી દહાડે લજ્જાનિવારણ કરતી હતી, તેને જ રાત્રે ઓઢીને વૃક્ષની નીચે સૂતી. પરંતુ એથી શરીરમાં કોઇ પ્રકારનો રોગ પ્રવેશ થયો નહોતો. જ્યારે નાના પ્રકારનાં સુખ સંપદમાં સસરાની બે માળની હવેલીમાં રહેતી હતી, ત્યારે કોઇ વેળાએ રાત્રે દરવાજો ઉઘાડો રહી ગયાથી રાત્રિની ઓસ પડ્યાથી તે માંદી થઇ જતી હતી. પરંતુ આજે બાર દિવસ થયાં ઝાડની નીચે સૂતી હતી તો પણ કોઇ રોગે તેના શરીરમાં પ્રવેશ કર્યો નહોતો. વિપદ્ રૂપી બખતર તેને રોગના આક્રમણથી બચાવતું હતું. ચિંતાનો અગ્નિ સર્વદા હૃદયમાં પ્રજ્વલિત રહેતો હતો તેથી જ તેને શીત જણાતી ન હોતી.

માઘ મહીનો પ્રાયઃ પુરો થવા આવ્યો છે. આજે માહ વદ સાતમ છે. માઘ શુદ્ધ ૧ ને દિવસે રામાનંદ દેવીસિંહના સિપાઇઓથી પકડાયો હતો. તે દિવસથી જ આજ દિવસ સુધી બંગકુલવધૂ સત્યવતી જે સર્વ દુઃસાધ્ય વ્યાપાર બજાવે છે તે વિશે વિચાર કર્યાથી આશ્ચર્ય થવાય છે. આ એકવીશ દહાડાનું કષ્ટ ને એકવીશ દહાડાની પરીક્ષાએ તેને એકવીશ વર્ષની અભિજ્ઞતા આપી છે.

વાંચનારાઓને યાદ હશે કે પ્રેમાનંદ સ્વામી બે ત્રણ મહિના થયાં કાશીથી લક્ષ્મણની પાસેથી વિદાય થઇને સ્વદેશમાં આવ્યો છે. તેણે પેહેલાં દિનાજપુર જઇને દેવીસિંહના સઘળા જુલમ જોયા. ત્યાર પછી દિનાજપુરથી નિકળીને પિતા અને સ્ત્રીની ખોળમાં રંગપુર ગયો. ત્યાં તેને કંઇ પત્તો લાગ્યો નહિ. રંગપુરના ઘણા ખરા જમીનદારોને ઘર-બાર છોડીને કયાંના કયાં જતા રહેલા દીઠા, તેથી તેણે અનુમાન કર્યું કે પિતા અને મારી સ્ત્રી કદાચ કોઇ શિષ્યના કુટુંબની સાથે નાસી ગયા હશે.

રંગપુરના જન સાધારણનાં દુઃખ કષ્ટ જોઈ તે ઘણો જ દુઃખિત થયો. પ્રજાઓને જુલમ રોકવા માટે ઉપદેશ આપવા લાગ્યો. આ જુલમથી પીડાતી પ્રજાને સહાનુભૂતિ કરે એવો કોઈ માણસ ન હોતો. પ્રેમાનંદની સહાનુભૂતિ પામીને પ્રજા અને કેટલાક જમીનદાર ઉત્સાહિત થયા. ઘણકોએ મનમાં નિશ્ચય કર્યો કે આ પ્રાણ આપીને પણ જુલમ થતો રોકીશું. ઘણાક નાસી ગયલા જમીનદારો પણ તેમાં સામેલ થવાને રાજી થયા.

દેવીસિંહ પ્રજાની આ અભિસંધિ જાણી લીધાથી ઘણો જ ભયભીત થયો. જુલમી માણસો ઘણું કરીને ભીરૂ અને કાયર પુરૂષ હોય છે. દેવીસિંહ જેવા ભીરૂ અને કાયર માણસ બંગાળામાં ઘણા જ ઓછા હતા. પ્રજા વિદ્રોહની આશંકા કરી દેવીસિંહ ઘણો જ ભય કરવા લાગ્યો. તેનો મસીઆઇ ભાઇ ગુડલ્યાડ પણ ઘણો જ સંકટમાં પડયો. એક બે જમીનદારને બાધ્ય કરવા માટે હવે તેઓ કોશેશ કરવા લાગ્યા. બંગાળમાં કાયર જમીનદારની ખોટ કોઇ દિવસે પણ નહોતી. ગૌર મોહન ચૌધરી નામનો એક જમીનદાર પેહેલાં કેટલીવાર હરિરાય, સૂર્યનારાયણ અને ભેકધારીસિંહથી અપમાનિત થયો હતો. પરંતુ હમણાં દેવીસિંહની મેહેરબાનીની આશાથી તેનો પક્ષ અવલંબન કરીને દગલબાજીથી પ્રેમાનંદ અને બીજા કેટલાક માણસોને પકડાવીને દેવીસિંહની પાસે મોકલ્યા. વિદ્રોહ નિવારણ માટે દેવીસિંહે એઓને એકદમ કલકત્તાની જેલમાં મોકલી દીધા.

દેવીસિંહે જે જુલમ કર્યો હતો તે જાહેર થયાથી ગુડલ્યાડ, ગંગા

ગોવિંદ દેવારન હેસ્ટિંગ્સને આપત્તિમાં આવ્યું પડ્યું. એઓએ આ જુલમને આશ્રય આપ્યો હતો તેથી હમણાં આ સઘળા જુલમ કોઈ રીતે જાહેર નહિ થાય એ વાસ્તે સઘળા કોશિશ કરતા હતા. ગંગા ગોવિંદે ચક્રાન્ત કરીને દેવીસિંહના મોકલેલા માણસોને કેદખાનામાં બંધ કરાવ્યા, પ્રેમાનંદ આજ વીસ દિવસથી જેલમાં રહેલો છે. કેદખાનામાંથી છુટવાનો કંઇ ઉપાય કરી શકતો નથી. તેની સ્ત્રી સત્યવતી પણ કલકત્તામાં આવીને આજ સુધી તેને કેદખાનામાંથી છોડવવાની કંઇ તદબીર કરવાને સમર્થ થઇ નથી.

આજે માઘ વદી સાતમ છે. સત્યવતી અને જગો કલકત્તાના એક જાહેર રસ્તાની પાસેના એક વડના ઝાડની છાયા નીચે બેસીને વિચાર કરે છે. મનમાં ને મનમાં ઈશ્વરની આગળ સ્વામીના છુટકારા માટે પ્રાર્થના કરે છે. સેંકડો મનુષ્ય રસ્તા ઉપરથી પોતપોતાને કામે જાય છે. એક પ્રતિષ્ઠિત મનુષ્ય કેટલાક કાગળ હાથમાં લઇને તે ઝાડની પાસેના રસ્તા ઉપરથી ઉત્તર તરફ જતો હતો. તેના હાથમાંના કેટલાક કાગળો જમીન ઉપર પડી ગયા તે પડતા નહિ જોતાં પેલો માણસ ચાલ્યો જતો હતો. સત્યવતીએ પેલા માણસના હાથમાંથી કાગળો પડતા જોઇને જગાને તે માણસની પછવાડે દોડીને કાગળો આપવાને કહ્યું. જગાએ તે માણસની પછવાડે દોડીને તેના હાથમાં પેલા પડેલા કાગળો આપ્યા. પેલા માણસને કાગળ મળ્યાથી તે આશ્ચર્ય પામ્યો. પોતાના હાથમાં જે કાગળ હતા તે ખોલીને જોવાથી તેને માલમ પડ્યું કે તેમાંથી આ કાગળો અજાણથી રસ્તામાં પડી ગયા હતા. પેલા કાગળો મળ્યાથી તે ઘણો જ સંતુષ્ટ થયો, તેથી જગાને કહ્યું, "તેં મારો ઘણો ઉપકાર કર્યો છે. આ કાગળો ગુમાવ્યાથી શું મારો કોઈ રીતે બચાવ થનાર હતો ? ગંગા ગોવિંદસિંહ મારો પરમ શત્રુ છે. તે નિશ્ચય મારૂં અનિષ્ટ કરવાની મેહેનત કરત."

પેલા માણસનું નામ રામચંદ્રસેન હતું. ગંગા ગોવિંદને કૌન્સિલમાંના ઘણા ખરા મેમ્બરોએ ઇ. સ. ૧૭૭૫ માં બરખાસ્ત કર્યા પછી ફ્રાન્સિસ ફિલિપના અનુરોધથી એ નાયબ દિવાનના પદમાં મુકરર થયો હતો, પરંતુ હેસ્ટિંગ્સ અને વાયેલે કર્નલ મનસનના મરણ બાદ એને કાઢીને ગંગા ગોવિંદને પાછો તે કામ ઉપર મુકરર કર્યો હતો.

એણે જગાને પૂછ્યું, "તું શું કોઇ ચાકરી મેળવવા માટે કલકત્તા આવ્યો છે ? તારાથી હું ઘણો ઉપકૃત થયો છું, તારે કંઇ જોઇતું હોય તે મને કહે."

જગાએ કહ્યું "મહારાજ, મારો શેઠ રામકૃષ્ણ અધિકારી પેલા

ઝાડની નીચે બેઠા છે. તેમણે આપના કાગળો રસ્તામાં પડતા જોઇને મારી સાથે મોકલાવ્યા છે. તેમના એક સગાને ગંગા ગોવિંદસિંહે જેલમાં રાખ્યો છે તેને છોડવવાનો શું કંઇ ઉપાય બતાવશો? અમે કોઇ ચાકરી માટે અહિં આવ્યા નથી."

તે સાંભળીને રામચંદ્રસેન રામકૃષ્ણની પાસે ગયો અને તેનું સર્વ વર્ણન સાંભળીને બોલ્યો "અધિકારી મહારાજ, તમે કંઇ ભય કરતા નહિ. તમને સુપ્રિમ કોર્ટમાં પણ દરખાસ્ત કરવી પડશે નહિ. તમારા સગાને છોડવવાને હું આજે કોઇ એક જાતનો ઉપાય બતાવીશ. મારી સાથે કર ઉઘરાવવાની ઓફીસમાં ચાલો."

રામકૃષ્ણ અધિકારી અને જગો રામચંદ્રસેનની સાથે કર ઉઘરાવવાની કમિટીની આફીસમાં ગયા. રામચંદ્રે પિટર મુયરની આગળ એઓનું સર્વ બ્યાન કર્યું. પિટર મુયરે તેની વાત સાંભળીને ગંગા ગોવિંદને તેઓને કેદીઓની જેલમાં રાખયાનું કારણ પૂછ્યું.

ગંગાગોવિંદે તેઓને જેલમાં રાખવાનું સંતોષકારક કારણ દેખાડ્યું નહિ અને ખરૂં કારણ પણ તેની આગળ પ્રકાશ કર્યું નહિ. તે વેળાએ મુયર તેને તિરસ્કાર આપવા લાગ્યો અને તરત પ્રેમાનંદને છોડવાનો પરવાનો કાઢયો.

સાંઝે ગંગાગોવિંદે વારન હેસ્ટિંગ્સની આગળ ઉપરની સઘળી વાત કહી તેથી હેસ્ટિંગ્સ મુયરના ઉપર ઘણોજ નારાજ થયો. હેસ્ટિંગ્સે પેહેલા નક્કી કરી રાખ્યું હતું કે કર ઉઘરાવવાની કમિટીનું સર્વ કામ ગંગાગોવિંદસિંહ કરે. કમિટીના મેમ્બરોના ઉપર ફક્ત સહી કરવાનો ભાર રહે. મુયરે ગંગાગોવિંદના કામમાં હાથ નાખવાને લીધે હેસ્ટિંગ્સે પેહેલાં તેને ઢાકામાં મોકલ્યો હતો, પછી તેને સાત ઘાટનાં પાણી પીવાડીને છોડ્યો હતો.

## પ્રકરણ ૨૪ મું
## સ્વામી અને સ્ત્રી

પ્રેમાનંદ ગોસ્વામી અને તેના અંગીઓને છોડવાનો પરવાનો લઇને કર ઉઘરાવવાની કમિટીનો સિપાઇ જેલમાં ગયા પછી પુરૂષનો પોશાક પેહેરેલી સત્યવતી અને જગો તેની પછવાડે પછવાડે જેલની આગળ ચાલ્યાં. જવાની વેળાએ સત્યવતીએ જગાને પ્રેમાનંદની પાસે ખરી ઓળખાણ આપવાની મનાઇ કરી.

પ્રેમાનંદ કેદખાનામાંથી છુટતાંજ જગો અને સત્યવતી તેની આગળ જઇ ઉભા. જગાને પેહેલાં પ્રેમાનંદ ઓળખી શકયો નહોતો.

પરંતુ તેણે પોતાની ઓળખાણ આપ્યાથી તેને ઓળખ્યો, અને તેને રામાનંદ સ્વામી હમણાં ક્યાં છે તે પૂછ્યું. જગાએ જે જે બન્યું હતું તે સર્વ કહ્યું; પરંતુ સત્યવતીના કહેવા પ્રમાણે રામકૃષ્ણ અધિકારી કહીને તેની ઓળખાણ આપી. પ્રેમાનંદ રામકૃષ્ણ અધિકારીને ઓળખી શક્યો નહિ. ઘણીવાર સુધી તેના મ્હોં સામું જોયા કર્યું, પરંતુ મનમાં ને મનમાં વિચાર કર્યો કે એ જ્યારે આટલું કષ્ટ સહન કરી તેમને છોડવવા અહીં આવ્યો છે, ત્યારે નિશ્ચય તે મારો કુટુંબી હશે.

સત્યવતી અનિમિષ નેત્રથી સ્વામીના મ્હોં સામું જોતી રહી. સ્વામીના મુખાવલોકનથી આ દુરવસ્થામાં પણ કેવો અપાર આનંદનો સ્રોત તેના હૃદયમાં પ્રવાહિત થવા લાગ્યો હતો તેનું વાક્યથી વર્ણન થઇ શકતું નથી. પતિપ્રાણા સાધ્વી સ્ત્રીઓ જ્યારે સ્વામીનું મુખાવલોકન કરે છે ત્યારે તેઓનું હૃદય આનંદથી પૂર્ણ થાય છે.

સત્યવતીએ આજે બાર વર્ષ પછી સ્વામીનું મુખાવલોકન કર્યું હતુ. બાર વર્ષ સુધી જે સ્વામીનું મરણ નીપજ્યું છે એવો આગળ વિશ્વાસ કરતી હતી, તે આજે મરણ પામેલા સ્વામીને જીવતો જુએ છે! આજે તેનું અંતર આનંદથી ઉછળી પડે છે; તેનું વર્ણન કરવા જતાં ભાષા, વાક્ય અને કલ્પના સર્વ પરાજય પામે છે.

પ્રેમાનંદ થોડીવાર પછી પુરૂષના પોશાકવાળી સત્યવતીના મ્હોં તરફ જોઇને બોલ્યો. "મહાશય, આપ નિશ્ચય અમારા કોઈ સગા હશો. બાર વર્ષ થયાં મારી સાથે કોઇ સગાનો મેળાપ થયો નથી. એ વાસ્તે આપને હું ઓળખી શકતો નથી."

તે સાંભળીને રામકૃષ્ણે કહ્યું "હા. આપ દેશથી ગયા બાદ આપની ફુઈ સર્વદા આપને માટે વિલાપ કરતી હતી, તેનું કષ્ટ દૂર કરવા માટે હું રંગપુરમાં અને દિનાજપુરમાં આપના પિતાની તપાસ કરવા લાગ્યો. હાલ પાડુયાના જંગલમાં આપના પિતા અને આપની સ્ત્રીની સાથે મેળાપ થયો. ત્યાં એક કમલાદેવી નામની સ્ત્રી રહે છે. તેની આગળથી સાંભળ્યું કે આપ કલકત્તાની જેલમાં કેદી છો, તેથી હું તમને કેદખાનામાંથી છોડાવવા માટે અહીં આવ્યો છું. જે કષ્ટથી આપને કેદખાનામાંથી છોડાવ્યા છે, તે તો જગાની પાસેથી આપે સાંભળ્યું."

પ્રેમાનંદે પૂછ્યું "મારી ફુઇની સાથે આપનો શો સંબંધ છે?"

રામકૃષ્ણે જવાબમાં કહ્યું "તે મારી સાસુ થાય છે."

પ્રેમાનંદે કહ્યું "મારી ફુઇની છોકરીની સાથે લગ્ન કર્યું છે? મારી કોઈ બ્હેન હોય તે તો હું જાણતો નથી. મારી ફુઇને એક છોકરો હતો તે તો ઘણાં વર્ષો થયાં મરી ગયો છે."

રામકૃષ્ણે કહ્યું "આપને જાણવાનું તો સંભવતું નથી. આપ દેશ છોડી ગયા પછી આપની ફુઇને છોકરી જન્મી હતી. તેની હાલ અગીઆર વર્ષથી વધારે ઉમ્મર થઇ હશે. ગયા માઘ મહીનામાં મારૂં તેની સાથે લગ્ન થયું છે."

પ્રેમાનંદે કહ્યું "આપ સત્તર અઢાર વર્ષના વયના પ્રમાણમાં જણાઓ છો, પરંતુ આપની ઘણી બહાદુરી જોઉં છું! આટલી નાની ઉમ્મરમાં પરોપકાર માટે આપે આટલું કષ્ટ સ્વીકાર્યું છે એ ઘણું આનંદદાયક કામ છે."

રામકૃષ્ણે કહ્યું, "અન્તર્યામી પરમેશ્વર જાણે; મેં આપને કદી પારકા જાણ્યા નથી. એટલું તો છે કે આપની સાથે મુલાકાત નહોતી."

પ્રેમાનંદે કહ્યું, "મારે માટે આપે ઘણી તકલીફ સહન કરી છે."

રામકૃષ્ણ બોલ્યો, "માલદહમાં આપને સઘળા માણસો ઉપકારી જાણીને પ્રશંસા કરે છે. આપના જેવા પરોપકારી સંબંધી માટે થોડીક તકલીફ સહન કરી છે, એમાં મેં વધારે શું કર્યું?"

જગો એઓની પરસ્પરની વાત સાંભળીને હવે હસવું રોકી શક્યો નહિ. જગાને જરા હસતાં જોઇને સત્યવતીએ તેને ત્યાંથી જવાની ઇશારત કરી, પરંતુ પ્રેમાનંદ જોઈ શક્યો નહિ. જગો તે વેળાએ બીજી જગાપર ગયો. પ્રેમાનંદ બોલ્યો, "મહાશય, આપની આગળ હું ઘણો ઉપકૃત થયો. અમારે આ ઘડીએ રંગપુરમાં જવું જોઇએ. આપ જલદીથી માલદહમાં જઇને મારા પિતા, કમળાદેવી, અને ફુઇની આગળ મારા છુટા થવાની ખબર કહો. રંગપુરનું કામ પુરૂં કર્યા પછી હું પાંડુયા જઇને તેઓને મળીશ."

રામકૃષ્ણે પૂછ્યું, "આપની સ્ત્રીને તો કંઈ કહેવું નથી? તે આપના વિષે પૂછે તો હું શું કહું?"

પ્રેમાનંદે જવાબમાં કહ્યું "મારા પિતાની પાસે જે જે કહેશો તે જ તેની આગળ કહેજો."

રામકૃષ્ણે કહ્યું "આપની સ્ત્રી આપને મળવા માટે ઘણી જ વ્યાકુલ થઈ છે. શું એકવાર તેની સાથે મળી જશો નહિ?"

પ્રેમાનંદે કહ્યું "હમણાં એક ઘડી પણ થોભી શકતો નથી. નહિ તો શું વૃદ્ધ પિતા અને કમળાદેવીને મળવા જાત નહિ?"

રામકૃષ્ણે કહ્યું "મને અહિ આવવાની વેળાએ આપની સ્ત્રીએ વારંવાર મારી સાથે આપને પાંડુયાના જંગલમાં લાવવાને કહ્યું હતું."

પ્રેમાનંદ બોલ્યો, "હમણાં મને મુદલે વખત નથી. રંગપુરમાં હમણાં શું થયું હશે તે હું કંઇ જ જાણતો નથી. મારી સલાહથી

તેઓ લડાઈ માટે તૈયાર થયા છે. અને હમણાં પ્રાણ વિસર્જન કરીને પણ મારે તેઓનું મંગળ કરવાનો યત્ન કરવો જોઈએ."

રામકૃષ્ણ બોલ્યો, "માલદહથી તો રંગપુર જલદી જવાઈ શકાય છે. તેમાં એક દિવસથી વધારે વખત લાગતો નથી."

પ્રેમાનંદે કહ્યું, "હમણાં એક દિવસના વિલંબથી ખરાબી થાય એમ છે."

રામકૃષ્ણે કહ્યું, "મને ક્ષમા કરજો. આપ મહા બુદ્ધિમાન્ છો. હું આપની આગળ બાળક છું. પરંતુ મને માલુમ પડે છે કે આપની સ્ત્રી ઉપર આપની જરા પણ પ્રીતિ નથી. સ્ત્રી ઉપર પ્રીતિ હોય તો શું આપ તેને મળ્યા વગર એમ ને એમ જ જઈ શકો?"

પ્રેમાનંદે જવાબમાં કહ્યું, "કર્તવ્ય ઉલ્લંઘન કરી સ્ત્રીના ઉપર પ્રેમ દેખાડવો એ શું ઉચિત સમજો છો? પ્રાણ જાય તો પણ માણસે કર્તવ્ય ઉલ્લંઘન કરવું ઉચિત નથી."

રામકૃષ્ણે પૂછ્યું, "સ્ત્રીના પ્રતિ પણ એક કર્તવ્ય છે."

પ્રેમાનંદે જવાબમાં કહ્યું, "હા છે, સ્ત્રીનો બચાવ કરવો, તેનું ભરણ પોષણ કરવું, શક્તિ પ્રમાણે તેને સુખી કરવાનો યત્ન કરવો એ હું સર્વદા મારૂં કર્તવ્ય સમજું છું. પ્રાણ જતાં સુધી એ કર્તવ્ય પ્રતિપાલનમાં હું વિરક્ત રહીશ નહિ. અગીઆર વર્ષ સુધી વિદેશમાં હતો, તે પણ કર્તવ્યની ખાતર જ રહેલો હતો. જેણે મારા પ્રાણની રક્ષા કરી હતી તેનો ઉપકાર નહિ કરત તો હું અકૃતજ્ઞ થાત. તેથી તેના કાર્યમાં અગીઆર વર્ષ વિદેશમાં હતો. વિશેષતા તે વેળાએ સ્વપ્નમાં પણ વિચાર કર્યો ન હોતો. કે મારા પિતાને અને સ્ત્રીને આવી દુરવસ્થામાં પડવું પડયું હશે. હું જ્યારે વિદેશમાં ગયો ત્યારે તેઓ નિર્વિઘ્નથી એક શિષ્યના ઘરમાં રહેતાં હતાં."

રામકૃષ્ણે કહ્યું, "મહાશય હું બાળક છું. મને ક્ષમા કરો. મારી સાથે પ્રથમ ઓળખાણ નહિ હોવા છતાં પણ આપ મારા મોટા સગા છો, તેથી નિષ્કપટથી આપની સાથે વાત કરી છે. જો સ્ત્રીના ઉપર તમારી અગાઢ પ્રીતિ હોત તો તેને નહિ જોતાં કદી જાત નહિ."

પ્રેમાનંદે કહ્યું, "સ્ત્રીના તરફની એવી આસક્તિ માણસને કર્તવ્યના માર્ગથી ભ્રષ્ટ કરે છે. તે આસક્તિ નહિ હોય તો ઠીક. સ્ત્રીની ઉપર તેવી આસક્તિ નથી. હું સ્ત્રી માટે તેવો પ્રમત્ત નથી."

રામકૃષ્ણે કહ્યુ "પરંતુ જે સ્ત્રી સ્વામીને પ્રત્યેક કામમાં મદદ કરીને સ્વામીને સર્વદા કર્તવ્યના માર્ગ ઉપર પરિપાલન કરે છે, તેના ઉપર અગાઢ આસક્તિ હોય તો જણાય છે કે કદી પણ કર્તવ્ય પાલનમાં

હરકત નડતી નથી. પણ કોઇ સ્વાર્થપરાયણ સ્ત્રીની ઉપર પ્રગાઢ આસક્તિ થયાથી માણુસ ધીરે ધીરે કર્તવ્યના માર્ગથી ભ્રષ્ટ થાય છે.”

પ્રેમાનંદે કહ્યું “સહૃદય સ્વામીના દરેક કામમાં સહાનુભૂતિ પ્રકાશ કરી શકે એવી સ્ત્રી આ સંસારમાં ઘણીજ દુર્લભ છે. એવી સ્ત્રી જેના નસીબમાં હોય છે, તેનો પ્રગાઢ અનુરાગ અને દાંપત્ય પ્રેમ તેને કર્તવ્યના માર્ગથી ભ્રષ્ટ કરવો તો એક બાજુએ રહ્યું પણ ઉલટું તેને કર્તવ્યના માર્ગમાં પરિચાલન કરે છે.”

રામકૃષ્ણે કહ્યું “આપના ભાગ્યમાં એવી સ્ત્રી શું મળી નથી? તેથીજ સ્ત્રીના ઉપર આપનો પ્રેમ નથી કે શું?”

પ્રેમાનંદે જવાબમાં કહ્યું “હમણાં આ સંબંધી વાતચીત કરવાનો યોગ્ય સમય નથી. હમણાં આ વાત છોડો.”

રામકૃષ્ણે કહ્યું “અવશ્ય આ સર્વ વાતચીત કહેવાનો આ યોગ્ય સમય નથી, પરંતુ આપની સ્ત્રીના કહેવા ઉપરથી હું એકદમ તેને છોડી શકતો નથી. તેણે વારંવાર મને આપના મનની અવસ્થા જાણવાને કહ્યું હતું. આપની વાતચીતથી હવે સ્પષ્ટ જાણ્યું કે આપની સ્ત્રી ઉપર આપની પ્રીતિ નથી. આપ ધારો છો કે તે આપના સઘળા કામમાં સહાનુભૂતિ પ્રકાશ કરવામાં અસમર્થ છે તેથી આપ તેને ચહાતા નથી.”

પ્રેમાનંદે કહ્યું “હું તેને ચાહું છું. પરંતુ મારા સર્વ કામમાં તે સહાનુભૂતિ પ્રકાશ કરવામાં સંપૂર્ણ અસમર્થ છે. આપણા દેશના પુરૂષો જ્યારે અમારા કાર્યમાં કોઇ સહાનુભૂતિ પ્રકાશ કરતા નથી, તો તે સ્ત્રી છે તેને વળી શું દોષ આપું.”

રામકૃષ્ણ—“હમણાં જો આપની સ્ત્રી આપના સઘળા કામમાં સહાનુભૂતિ પ્રકાશ કરે તો તેને ચહાશો?”

પ્રેમાનંદે કહ્યું “આ સર્વ વાત હવે છોડો. હું રંગપુરના વિચારમાં અસ્થિર થયો છું. આ સર્વ વાત હમણાં સારી લાગતી નથી.”

રામકૃષ્ણે કહ્યું “બાર તેર વર્ષ પહેલા આપે આપની સ્ત્રીને કહ્યું હતું કે તમે મારા સઘળા કામમાં સહાનુભૂતિ પ્રકાશ કરશો તો તમે મારી આરાધ્યા દેવી થશો.”

પ્રેમાનંદ આ વાત સાંભળીને રામકૃષ્ણ અધિકારીના મ્હોં સામું જોઇ રહ્યો, તે વિચાર કરવા લાગ્યો કે મારી સ્ત્રીની પાસે મેં આ વાત માલદહમાં રહેતી વેળાએ ઘણીવાર કરી હતી. પરંતુ આ જુવાન આ વાત કેવી તે જાણી શકયો?

રામકૃષ્ણે કહ્યું “મહાશય આશ્ચર્ય કેમ થયા? આપનું મૃત્યુ થયું છે એવું સમજીને આપની સ્ત્રી જ્યારે આપને માટે વિલાપ કરતી હતી, ત્યારે આ વાત તેના મ્હોંમાંથી નીકળી હતી.”

પ્રેમાનંદ વિચાર કરવા લાગ્યો કે આ વાત ખોટી નથી. મારી સ્ત્રી મારા શોકમાં વિહ્વલ થઇ વિલાપ અને પરિતાપ કરતી વેળાએ આ સઘળી વાત કહેતી હશે એમ થાય એવું સંભવે છે. ત્યાર પછી રામકૃષ્ણને સંબોધન કરીને કહેવા લાગ્યો, "મહાશય, હું વારંવાર આપને વિનતિ કરૂં છું કે હવે આ સર્વ વાત પડતી મૂકો. હું રંગપુરના વિચારમાં અસ્થિર છું. હું આપની કનેથી હમણાં વિદાય થવા માગું છું. આપે મારા ઉપર જે ઉપકાર કર્યો છે, તેમાં આવી રીતે આપની કનેથી વિદાય માગવી એ કૃતઘ્નતાનું કામ છે ખરૂં, પરંતુ કર્તવ્યની ખાતર આજ આપની આગળ દેખીતા અકૃતઘ્ન થવું પડે છે.

રામકૃષ્ણ આ વાત સાંભળીને પ્રેમાનંદનો હાથ પકડીને બોલ્યો, "મને માફ કરો; બાર વર્ષ બાદ આપના જેવા સગાને મેળવીને હમણાં વિદાય આપી શકતો નથી. હવે જરૂર જ આપને હમણાં રંગપુર જવું છે તેથી ટુંકો રસ્તો હોત તો આપની સાથે રંગપુર સુધી આવત; પરંતુ આપના પિતા ઘણા જ માંદા છે, માટે મારે જલદીથી પાંડુયામાં જવું જોઇએ."

પ્રેમાનંદ વિચાર કરવા લાગ્યો કે હું તો ઘણો વિપદમાં પડ્યો છું. એને સાથે રંગપુરમાં લઇ ગયાથી આખે રસ્તે કેવળ સ્ત્રીની વાત કરીને મને વ્યગ્ર કરશે. જુવાન છોકરાં કેવળ આ વિષયની રસિકતા કરવાને ચાહે છે. વિશેષતઃ સગામાં હું એનો સાળો છું તેથી જ કેવળ તે મશ્કરી કરે છે. પરંતુ જાહેર રીતે કહ્યું કે, "આપ જો પાંડુયા જઇને મારા વૃદ્ધ પિતાની આ દુરાવસ્થાની વેળાએ સેવા ચાકરી કરો તો મોટો ઉપકાર થશે. આપ ઘણા નાના છો. રંગપુરમાં હમણાં લઢાઇ થશે. ત્યાં આપને આવવું ઉચિત નથી."

રામકૃષ્ણે કહ્યું, "રંગપુરમાં લઢાઇ થશે તેમાં મને જવું ઉચિત કેમ નથી? આપ તો જાઓ છો."

પ્રેમાનંદે કહ્યું, "હું હમણાં પ્રાણ વિસર્જન કરવામાં પણ ડરતો નથી. આપ નાની ઉમ્મરના જવાન છો. આપ શા માટે અનર્થક ત્યાં જઇને વિપદમાં પડશો?"

રામકૃષ્ણે કહ્યું, "હું પણ આપની સાથે પ્રાણ વિસર્જન કરવાને તૈયાર છું. આવા સગાની સાથે પ્રાણ વિસર્જન કરવામાં ભય શો? મૃત્યુ બાદ સ્વર્ગમાં જઇને બંને જણ એકત્ર બેસીને વાતો કરીશું."

પ્રેમાનંદ વિચાર કરવા લાગ્યો કે આ તો ઘણો જ બકવાદી છોકરો છે. પરંતુ એને જેમ બને તેમ હમણાં રજા આપવી જોઇએ. એવો વિચાર કરીને તેણે જગાને બોલાવવા વિચાર કર્યો હતો કે

જગાને જલદી જલદી પાંડુયા જવાને કહ્યાથી આ વિવાદી માણસ લાચારીથી જગાની સાથે પાંડુયા ચાલ્યો જશે.

પરંતુ સત્યવતી પ્રેમાનંદનો મનોગત ભાવ સમજીને બોલી "આપ જો મારી આગળથી વિદાય થવા ચહાતા હોય તો કાનમાં એક વાત સાંભળીને ચાલ્યા જાવ. આપની સ્ત્રીએ આ વાત આપની પાસે વારંવાર કહેવાને વિનતિ કરી છે." આટલું કહીને પ્રેમાનંદના કાનની પાસે મ્હોં રાખીને આસ્તે આસ્તે એક બે વાત કહેતાં જ પ્રેમાનંદ ચમકીને રામકૃષ્ણના મ્હોં તરફ તાકીને જોવા લાગ્યો. કંઇ પણ સ્થિર કરી શકયો નહિ.

પુરૂષનો પોશાક ધારણ કરેલી સત્યવતી તે વેળાએ હરતથી સ્વામીના ગળામાં હાથ નાંખીને રોતી રોતી કહેવા લાગી જ "નાથ, પૂર્વે અજ્ઞાનતાને લીધે વખતે વખત તમારા સદનુષ્ઠાનમાં હું હરકત નાખતી હતી, વખતે વખતે તમને તિરસ્કાર કરતી હતી. પરંતુ વિપદમાં પડીને સમજી શકી છું કે તમે ખરેખર દેવતા છો. હવેથી છાયાની પેઠે તમારૂં પદાનુસરણ કરીશ, તમારા સર્વ સદનુષ્ઠાનમાં મદદ કરીશ, તમારા સર્વ કામમાં સહાનુભૂતિ પ્રકાશ કરીશ. આ મહાન્ અપરાધિનીના આગલા અપરાધ ક્ષમા કરો."

સ્ત્રીને તેવી અવસ્થાવાળી જોઇને પ્રેમાનંદની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં, પ્રાયઃ અડધો કલાક સુધી સ્વામીના ગળામાં હાથ નાંખીને ઉભી રહી હતી. બન્ને નિર્વાક રહ્યાં. કોઇના મ્હોંમાંથી કંઈ વાત નીકળતી નહોતી.

થોડી વાર પછી જગો એઓની પાસે આવ્યો. પ્રેમાનંદે સત્યવતીને કહ્યું, "તમોને પાંડુયાના જંગલમાં રાખીને પછી હું રંગપુરમાં જઇશ. પરંતુ ચાલતા જવું પડશે. મને લાગે છે કે તમે જલદી ચાલી શકશો નહિ."

સત્યવતીએ કહ્યું, "નાથ! તે વિશે તમારે કંઈ ચિંતા કરવી નહિ. વિપદે શરીરને પણ ઘણું જ બળવાન્ કર્યું છે. હું ત્રણ દિવસ અને ત્રણ રાત્રમાં અહિ આવી છું. પાંડુયાના જંગલથી રંગપુર જતાં તમને વિલંબ લાગશે નહિ. રંગપુરના માણસોએ પાંડુયાના જંગલમાં તમારે માટે ઘોડા રાખી મૂકયા છે. તેથી આખો રસ્તો ચાલતાં જે વખત લાગશે, તેના કરતાં થોડી વારમાં પાંડુયા થઇને રંગપુરમાં જઈ શકશો. તમારા પિતાની હમણાં જેવી હાલત જોવામાં આવે છે તેથી તેઓ હવે વધારે દિવસ જીવશે નહિ. તેમને હમણાં નહિ મળશો તો તમારો પિતાપુત્રનો મેળાપ થશે નહિ."

એના પછી પ્રેમાનંદ તેના ચાર સોબતી અને સત્યવતી તથા જગાને સાથે લઇને માલદહની તરફ ચાલ્યો. એઓ બે દિવસમાં પાંડુયાના જંગલમાં આવી પહોંચ્યાં.

## પ્રકરણ ૨૫ મું

## મરતી વેળાની ચિન્તા

સત્યવતી કલકત્તામાં આવવા પછી, કમળાદેવી અને રૂપો પ્રાણપણથી રામાનંદ ગોસ્વામીની સેવાચાકરી કરવા લાગ્યાં, પરંતુ રામાનંદના આયુષ્યની દોરી પૂરી થવા આવી હતી. દેવીસિંહના સિપાઇઓના મારથી તે દિવસ તેનો પ્રાણ વિયોગ થાત, પણ કેવળ હમેશાંનું કસેલું શરીર હોવાથી આજ સુધી તે જીવતો રહેલો હતો.

રામાનંદ હમણાં કેવળ આશાનો માર્ગ જોતો રહેલો હતો. પ્રત્યેક પળે રૂપાને અને કમળાદેવીને પૂછતો હતો કે, "વહુ મારા છોકરાને લઈ આવી છે?" ઝુંપડીની પાસે ઝાડનું પાતરૂં પડ્યાથી માણસના પગલાનો શબ્દ જાણી તરત રૂપાને બહાર જઇને કોણ આવે છે તે જોવાને કહેતો હતો. રૂપો બહાર જઇને જોતો અને પાછો આવીને જ્યારે કહેતો "કોઈ આવતું નથી" ત્યારે દીર્ઘ નિશ્વાસ નાંખી કહેતો કે, "મારા પ્રેમાનંદની સાથે હવે મારૂં મળવું થશે નહિ." કમળાદેવી ઘણીક સાન્ત્વના આપીને કહેતી "આપને ભય નથી, નિશ્ચય આપની સાથે તેમની મુલાકાત થશે."

* * * * *

આજે માઘ વદિ ૯ મ છે. ચોવીશ દિવસ થયા રામાનંદને દેવીસિંહના સિપાઈઓએ પકડીને માર્યો હતો. ગઈ કાલથી તેના જીવનની આશા મુદલે ન હોતી. રૂપો ગઈ કાલે ગૌડમાં રામાનંદના સ્વગામમાં જઇને તેના કેટલાક સગાવહાલા બ્રાહ્મણોને સાથે લાવ્યો હતો, એઓમાંથી કેટલાકોએ રામાનંદ ગોસ્વામીને આવી અવસ્થામાં તેમના પૈત્રિક વાસસ્થાનમાં લઈ જવાની સૂચના કરી હતી, પરંતુ કમળાદેવી તે સૂચનામાં રાજી નહોતી. હજી સુધી રામાનન્દને ઘણું ભાન હતું, તે સર્વને સંબોધન કરીને કહેતો હતો–"મારા મૃત્યુની પેહેલાં પુત્રવધૂ અને પ્રેમાનન્દ નહિ આવી પહોંચ્યાથી તેઓને સેંકડો યત્ન કરીને પણ મારૂં ઋણ પરિશોધ કરવાને કહેવું, જેથી મારા મરણ બાદ મારા શ્રાદ્ધની પેહેલાં ઋણ પીટાડવામાં આવે. ઋણાવસ્થામાં કોઇનું શ્રાદ્ધ કર્યાથી એનું ફળ કંઇ મળતું નથી. મારી ભિક્ષાની ઝોળીમાં એક કાગળ છે, તે કાગળમાં જે લખ્યું છે તે મારી સમાધિના ઉપર લખી રાખવું."

રામાનન્દની સર્વ વાત પૂરી થતામાં ઝુંપડીની પાસે પુષ્કળ લોકોનાં પગલાં સંભળાયાં. તેથી રૂપો બહાર જઇને જુએ છે તો સત્યવતી, પ્રેમાનન્દ, જગો અને બીજા તેર ચઉદ માણસો ઝુંપડીની તરફ આવે છે. રૂપો દોડતો ઝુંપડીમાં જઇને બોલ્યો "પ્રેમાનન્દ મહારાજ આવ્યા છે."

રામાનંદ આ વાત સાંભળીને આનંદથી પુલકિત થયા. અકસ્માત હર્ષ થયાથી જરા ઉત્તેજિત થયા. તેમની ઉઠવાની શક્તિ એકીવારે જતી રહી હતી તથાપિ તેઓ હમણાં ઉઠીને બેસવાની કોશેશ કરવા લાગ્યા. રૂપાએ તેમના મનનો ભાવ સમજીને તેમને ખોળામાં લઇને ઉઠાડ્યા. પ્રેમાનંદ અને સત્યવતી ઘરમાં પ્રવેશ કરતાં જ રામાનંદ ગોસ્વામીએ હાથ પસારીને તેઓને ભેટવાની કોશેશ કરી, પરંતુ હાથ ઉપાડવાની શક્તિ નહોતી. પ્રેમાનંદ જતાં જ તેમના ચરણમાં પ્રણામ કરીને તેમના બન્ને પગ ખોળામાં લઇને બેઠો. સત્યવતી બીજી તરફ જઇને તેમની પીઠ ઉપર હાથ ફેરવવા લાગી. એ વખતે ઘરમાંના સઘળા માણસો થોડીવાર સુધી મુંગા રહ્યા, કોઇના મોમાંથી કંઇ વાક્ય નીકળતાં નહોતાં. પિતાપુત્રની આંખમાંથી આંસુ પડતાં જોઇને સઘળાની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં.

થોડીવાર પછી રામાનંદ આગળના કરતાં વધારે નિસ્તેજ થઇ પડ્યો. ક્રમે ક્રમે પૂર્ણ અચૈતન થયો તેથી વાચા બંધ થઈ ગઈ. તે વેળાએ રૂપાના ખોળામાંથી પ્રેમાનંદ પિતાને પોતાના ખોળામાં લઇને બેઠો. સત્યવતી પોતાના લુગડાના છેડાવતી હવા નાંખવા લાગી. હવા નાંખવા માટે ઝુંપડીમાં એક પંખો પણ નહોતો.

આસરે અડધા કલાકમાં રામાનંદ શુદ્ધિમાં આવ્યો, પરંતુ શરીરમાં લેશ બળ નહોતું. અતિ કષ્ટથી અને ભગ્ન અવાજથી પુત્ર અને પુત્રવધૂને કહેવા લાગ્યો—"બેટા! હું ઋણગ્રસ્ત થઇને ચાલ્યો. કરજ ફીટાડવાને શું કરશો?"

સત્યવતીએ સજલ નયનથી રોતાં રોતાં કહ્યું "હું આત્મવિક્રય કરીને પણ કરજ ફીટાડીશ. હું રાણી ભવાનીના ઘરમાં દાસ્યવૃત્તિ અવલંબન કરી આપનો ઋણથી ઉદ્ધાર કરીશ."

પ્રેમાનંદે પોતાની સ્ત્રીને પૂછ્યું, "કોની આગળ ઋણી થયા છે?"

સત્યવતીએ કહ્યું "જીવનમાં એકવાર સિવાય કદી પણ કરજ કર્યું નથી. જ્યારે દુકાળના વર્ષમાં પૂર્ણિયાની બ્રહ્મત્ર જમીન માટે દેવીસિંહે કરની ઉઘરાણી કરી હતી ત્યારે રાણી ભવાનીની પાસેથી પચાશ હજાર રૂપિયા કરજે લીધા હતા. તેના સિવાય બીજું કંઇ કરજ નથી.

રામાનંદ કરજની વાત કહીને પાછા બેભાન થઈ પડ્યા. પ્રેમાનંદ પિતાને શુદ્ધિમાં આણવા માટે બોલાવવા લાગ્યો, "પિતાજી! પિતાજી!" કંઈ પણ જવાબ મળ્યો નહિ.

"પિતાજી! પિતાજી! ઋણ માટે આપને કેમ આટલું કષ્ટ જણાય છે? મારાથી જેવી રીતે થશે તેમ આપનું કરજ ફેડીશ."

રામાનંદે આત ક્ષીણ સ્વરથી કહ્યું, "કેવી રીતે ક્યાંથી રૂપીઆ આપીશ ?"

પ્રેમાનંદે કહ્યું, "હું રંગપુરથી આવીને આપનું કરજ પીટાડીશ."

રામાનંદે ઘણાજ ક્ષીણ સ્વરથી કહ્યું, "ઘણી–વાર–થ–શે–બાર–વર્ષનું–ક–રજ–છે."

સત્યવતી રોતી રોતી બોલી, "પિતાજી મને મુકીને ચાલ્યા. તમે સ્વર્ગમાં ગયા પછી એક ઘડીનો પણ વિલંબ નહિ કરતાં હું તમારૂં ઋણ પીટાડવા માટે રાજશાહી જઇશ, અને રાણી ભવાનીના ઘરમાં દાસી થઇને તમારૂં ઋણ પીટાડીશ."

રામાનંદે કહ્યું, " ઋણી–ને–સ્વ–ર–ગ–નથી."

પ્રેમાનંદે કહ્યું, "કરજનો ખ્યાલ આપ છોડો. જેમ થશે તેમ હું કરજ પીટાડીશ."

રામાનંદ બોલ્યો, "પે–ટો–કા–ગ–ળ ?"

પ્રેમાનંદ અને સત્યવતી રામાનંદના આ વાક્યનો અર્થ કંઇ સમજ્યાં નહિ. ત્યારે કમળાદેવીએ કહ્યું, "તમારા આવવાની આગળ જ એઓએ કહ્યું હતું કે, 'મારી ભિક્ષાની ઝોળીમાં એક કાગળ છે. તે કાગળમાં જે લખ્યું છે, તે મારી સમાધિ ઉપર ખોદાવવું જોઇએ.'"

રામાનંદની ભિક્ષાની ઝોળી સત્યવતી પ્રાણનગરની ઝુંપડીમાંથી નાસતી વેળાએ સાથે લાવી હતી. તે ઝોળીમાંથી એક પીળા રંગનો કાગળ બહાર કાઢીને પ્રેમાનંદને તે કાગળ વાંચવા સત્યવતીએ આપ્યો, તેમાં લખેલું હતું કેઃ—

"પાપાત્મા દુર્મતિ રામાનંદ ગોસ્વામીએ પોતાની રક્ષા કરવા માટે જે માર્ગ અવલંબન કર્યો હતો, તે કેવળ આત્મ વિનાશનો માર્ગ હતો. સમાજના જુલમથી પીડાતાઓને જુલમીઓના નિષ્ઠુરાચરણથી બચાવવા માટે પોતાનું આત્મસુખ ત્યાગ નહિ કર્યાથી, આ સંસારમાં કોઇ પણ આત્મરક્ષા કરી શકતો નથી. જો કોઇ આત્મરક્ષા કરવાની ઇચ્છા કરતા હોય તો રામાનંદના સુપુત્ર પ્રેમાનંદની પેઠે સમાજમાં વ્યાપી રહેલાં પાપ અને જુલમની સાથે સંગ્રામ કરવા માટે તૈયાર થાવ. દુર્મતિ રામાનંદ ગોસ્વામીનું દાન, ધર્મ, સદાવ્રત અને અતિથિ શાળાએ તેને હાલના સમાજમાં વ્યાપી રહેલી જુલમના દાવાગ્નિથી બચાવ કરી શક્યા નથી. મૂઢમતિ પાપાત્મા રામાનંદની અંતકાળની આ દુરવસ્થાનો ઇતિહાસ વાંચીને પણ જો તમારો જ્ઞાનોદય નહિ થયો હોય, તમારી નિદ્રા ભંગ નહિ થઇ હોય, તમારો મોહાંધકાર દૂર નહિ થયો હોય, તો તમારામાં નિશ્ચય મનુષ્યાત્મા નથી. તમે રામાનંદની પેઠે ભ્રમ જાળમાં પડ્યા છો. રામાનંદની પેઠે અંતે દુઃખ ભોગવશો."

પ્રેમાનંદે આ કાગળ વાંચતાં સત્યવતી રોવા લાગી; એ રોતી રોતી કહેવા લાગી.

"મારો સસરો પુણ્યાત્મા—મારો સસરો ધાર્મિક હતો." મારા સસરાના સમાધિસ્તંભ ઉપર કદી પણ પાપાત્મા, દુર્મતિ વગેરે કુવચનો લખવા દઇશ નહિ."

ત્યારે પ્રેમાનંદે પાપાત્મા શબ્દ છેકીને ત્યાં "પુણ્યાત્મા" શબ્દ, દુર્મતિ શબ્દની જગાપર "સદાચારી," અને મૂઢમતિ શબ્દની જગાપર પરમ વૈષ્ણવ શબ્દ લખ્યા.

ત્યાર પછી રામાનન્દ ઘરડ ઘરડ શ્વાસ નાખવા લાગ્યો. હવે વાક્ય કહેવાની તાકાત રહી નહતી. સત્યવતી તેના કાનમાં હરિ હરિ શબ્દ કહેવા લાગી. પુત્ર અને પુત્રવધૂના મ્હોં તરફ છેલ્લી નજર ફેંકીને પરમ વૈષ્ણવ રામાનંદે આંખ મીચી. આ ઘોર જુલમથી પરિપૂર્ણ નરક જેવું બંગાલ છોડીને વૈષ્ણવશ્રેષ્ઠ રામાનન્દ સ્વર્ગમાં ચાલ્યો ગયો.

મૃત્યુ પછી પ્રેમાનન્દે સત્યવતીને કહ્યું "હું હમણાં રંગપુર જઇશ, પિતાની અંત્યેષ્ટિ ક્રિયા સુધી હું રહીશ નહિ. મારા ઉત્તેજનથી રંગપુરની રૈયત લઢાઇમાં અગ્રસર થઇ છે. હું મારો પ્રાણ વિસર્જન કરીને પણ તેઓના મંગલામંગલ ઉપર નજર રાખવાનું એ મારૂં કર્તવ્ય બજાવીશ. તમે બાર વર્ષ સુધી પિતાની સેવા ચાકરી કરી છે. તમે જ ધન્ય છો. પોતાને બાળવાની અને શ્રાદ્ધાદિની ક્રિયા તમે કરજો. તમે અને હું એકાંગ અને એકાત્મા છિયે. તમે શ્રાદ્ધ કરશો તો તેઓ મુક્તિ મેળવશે. હું તો અકૃતજ્ઞ પુત્ર છું. હું જીવતો રહેવા છતાં બાર વર્ષ સુધી મારા પિતાએ જે કષ્ટ ભોગવ્યું છે તે દુઃખ કદી પણ મારા હૃદયમાંથી જનાર નથી. આવેલા સગાઓની સાથે પિતાનું મૃત દેહ લઇ તમે હમણાં ગૌડમાં ચાલ્યા જાવ. આપણા પૈત્રિક ઘરમાં આપણી માના સમાધિસ્તંભની દક્ષિણ તરફ પિતાનું સમાધિક્ષેત્ર તૈયાર કરજો અને જલદીથી સમાધિસ્તંભ બનાવીને આ કાગળમાં લખેલું વૃત્તાંત સમાધિસ્તંભ ઉપર લખાવજો."

આટલું કહીને પ્રેમાનન્દ તરત રંગપુર તરફ ચાલ્યો ગયો. સત્યવતી, કમળાદેવી, રૂપો, જગો એ સૌ રામાનન્દના મૃત દેહની સાથે ચાલ્યાં. રામાનન્દના સગાવહાલા મૃતદેહ ખભા ઉપર લઇને ગૌડની તરફ ચાલ્યા.

અન્ત્યેષ્ટિ ક્રિયા સંપૂર્ણ થયા પછી સત્યવતીએ રામાનન્દના સમાધિસ્તંભ ઉપર નીચે લખેલું ખોદાવ્યું.

## સમાધિસ્તંભ

પુણ્યાત્મા સદાચારી રામાનન્દ ગોસ્વામીએ પોતાની રક્ષા કરવા માટે જે માર્ગ અવલંબન કર્યો હતો, તે કેવળ વિનાશનો માર્ગ હતો. સમાજના જુલમથી પીડાતાઓને જુલમીઓના નિષ્ઠુરાચરણથી બચાવવા માટે, પોતાનું આત્મસુખ ત્યાગ નહિ કર્યાથી આ સંસારમાં કોઇ પણ આત્મરક્ષા કરી શકશે નહિ. જો કોઇ આત્મરક્ષા કરવાની ઇચ્છા કરતા હો તો રામાનન્દના સુપુત્ર પ્રેમાનંદની પેઠે સમાજમાં વ્યાપી રહેલાં પાપ અને જુલમની સાથે સંગ્રામ કરવા માટે તૈયાર થાવ. ધર્માત્મા રામાનંદ ગોસ્વામીનાં દાન, ધર્મ, સદાવ્રત અને અતિથિશાળા એ તેનો હાલના સમાજમાં વ્યાપી રહેલી જુલમની દાવાગ્નિથી બચાવ કરી શક્યાં નથી. પરમ વૈષ્ણવ રામાનંદની અન્તકાલની આ દુરવસ્થાનો ઇતિહાસ વાંચીને પણ જો તમારો જ્ઞાનોદય નહિ થયો હોય, તમારી નિદ્રા ભંગ નહિ થઇ હોય, તમારો મોહાંધકાર દૂર નહિ થયો હોય, તો તમારામાં નિશ્ચય મનુષ્યાત્મા નથી; તમે રામાનંદની પેઠે ભ્રમજાળમાં પડ્યા છો, રામાનંદની પેઠે અંતે દુઃખ ભોગવશો.

માઘ તા૦ ૨૪-૧૧-૮૯ બંગાબ્દ.
જાનેવારી ૧૭૮૭ ઇસવી સન.

સત્યવતીથી સ્થાપિત.

---

## પ્રકરણ ૨૬ મું

### કરજ ફેડવું

રામાનંદનો સમાધિસ્તંભ સ્થાપ્યા પછી સત્યવતી સસરાનું કરજ ફેડવાનો ઉપાય શોધવા લાગી. કમળાદેવીની સાથે ઘણી પરામર્શ કરીને નક્કી કર્યું કે કરજના બદલે સસરાનું સ્થાવર ઘર રાણી ભવાનીને કબુલાત કરીને આપું. ઘરથી તેઓ હજી સુધી બેદખલ થયાં નહોતાં. પરંતુ ઘરના મૂલ્યથી જો સઘળું કરજ અદા નહિ થાય તો પ્રેમાનંદ જ્યાં સુધી કરજ અદા નહિ કરી શકે ત્યાં સુધી હું રાણી ભવાનીના ઘરમાં દાસી થઇને રહીશ.

આવું મનમાં નક્કી કરીને, સત્યવતી રૂપાને સાથે લઇ નાટોરમાં જવા નીકળી. જગો અને કમળાદેવી તેઓના આવવા સુધી રામાનંદના માલદહના ઘરમાં રહેવા લાગ્યાં.

સત્યવતી બે ત્રણ દિવસમાં નાટોર પુગી અને ત્યાં રાણી ભવાનીની મુલાકાત કરવાની તદબીર કરવા લાગી. તેનાં વસ્ત્ર જીર્ણ થઇ ગયાં હતાં. આવી કંગાળ હાલતમાં રાજમેહેલના દરવાજા ઉપર ગયાથી

રાણીએ કહ્યું, "બેટા! દુકાળના વર્ષમાં પુષ્કળ જમીનદારો કર આપવાની શક્તિ નહોતી. લાલચુ કંપનીના નોકરો જમી ઉપર ચઢેલા કર માગવા લાગ્યા. જમીનદારોને ધમકાવવા લાગ્યા તમારો કર નહિ મળશે તો તમારી વંશ પરંપરાની જમીનદાર બાતલ થશો. તે વેળાએ મેં મારી જમીનદારીનો કર અદા નહિ કરતાં પણ બીજા જમીનદારોની જમીન રક્ષા માટે કોઇને દશ હજાર, કોઇને વીશ હજાર, કોઇને પચાશ હજાર રૂપીઆ આપ્યા હતા, તેથી પુષ્કળ જમીનદારોની જમીનદારી રહી હતી. પરંતુ મારા પોતાના બાહિરબંદ પ્રગણાનો કર અદા થયો નહિ તેથી કંપનીએ મને બાહિરબંદ પ્રગણું બાતલ કરી.* મારી પોતાની એક પ્રગણાની જમીનદારી ગઈ તેથ મને કંઈ કષ્ટ થયું નહોતું. પણ પુષ્કળ ગરીબ જમીનદારો અને બ્રહ્મત્ર જમીનના માલેક પોતપોતાની વંશ પરંપરાની જમીનની રક્ષા કરવામા સમર્થ થયા હતા તેથી મારા મનને મોટો આનંદ થયો હતો. તે વર્ષ જેને જેને મેં રૂપીઆ આપ્યા હતા તેઓમાંના કોઇની પાસેથી પણ તે રૂપીઆ પાછા લઇશ એવું કદી પણ મારા મનમાં નહોતું. તેથી કોઇ પણ રીતે મારા ઋણી નથી."

સત્યવતીએ કહ્યું, "તેઓએ કહ્યું હતું કે, 'મેં ખત દઇને રૂપી લીધા છે.' માટે તે રૂપીઆ જરૂર તેઓએ ઋણ સ્વરૂપ લીધા હતા."

રાણીએ કહ્યું, "મેં તેઓને કદી ખત લખી આપવા કહ્યું નહોતું તેઓ ખત લખી આપવા ચાહતા હતા. પણ મેં તેઓને વારંવાર મનાઈ કરી હતી. ખત લખી નહિ આપવા દઉં તો તેઓ રૂપીઆ લેવા ચાહતા નહોતા, ત્યારે લાચારીથી મેં કહ્યું, 'આપની જેવી ઇ હોય તે લખી આપો!" તેઓએ એક કાગળ ઉપર લખી આપ્યું 'ધર્મને સાક્ષી કરીને આપની પાસેથી પચાસ હજાર રૂપીઆ કરજ કર્યા છે.'

સત્યવતીએ કહ્યું, "તેઓએ ઋણ કરીને રૂપીઆ લીધા છે તેમનું તે કરજ ફેડવા માટે અમારૂં ઘર કબુલાત કરી આપવું જોઇએ અને હું પોતે દાસી થઇને આપના ઘરમાં રહીશ."

રાણીએ કહ્યું, "તમારી ઇચ્છા હોય તો ભલે આ વિપદની વેળા મારા ઘરમાં રહો. હું મારી કન્યાની પેઠે તમને મારા ઘરમાં ર. મારી પુત્રવધૂ તમારી સેવા કરશે."

સત્યવતીએ કહ્યું, "મેં સસરાની મરણપથારી ઉપર સ્વીકાર કર્ય છે કે આપનું કરજ ફેડીશ. તેઓનું કરજ નહિ ફેડીશ તો મારે પ્રતિજ્ઞા ભ્રષ્ટ થવું પડશે."

* નોટ ૧૭ મી જુઓ.

રાણીએ કહ્યું "ગોસ્વામીનું કરજ હોય તો ફેડો. તેઓએ ધર્મને સાક્ષી કરીને મારા રૂપીઆ લીધા હતા. હું ધર્મને સાક્ષી કરીને કહું છું કે મેં કદી પણ તેઓને કરજથી તે રૂપીઆ આપ્યા નહોતા, તે કદી પણ મારી આગળ કરજદાર નથી; છતાં તમે હજી પણ જો તે રૂપીઆ કરજ સમજતા હો તો પાછું હું ધર્મને સાક્ષી કરીને કહું છું કે રામાનંદ ગોસ્વામીને મેં સઘળા કરજથી છુટા કર્યા."

સત્યવતીએ કહ્યું, "રૂપીઆ મળ્યા નથી તો પણ કરજથી છોડ્યા?"

રાણી થોડી હસીને બોલી, "તેઓની પરમ પુણ્યવતી પુત્રવધૂ જેના પુણ્ય બળથી પોતાના સસરા અને સ્વામીને કેદખાનામાંથી છુટા કર્યા, તેમના પગની ધુળની કીંમતને બદલે કરજથી રામાનંદને છુટા કર્યા."

રાણી ભવાનીનાં આ સઘળાં સ્નેહ પૂર્ણ વાક્યોનું શ્રવણ કર્યાથી સત્યવતીની આંખમાંથી આનંદાશ્રુ નીકળવા લાગ્યાં. તે રાણીના અનુગ્રહથી ત્રણ દિવસ ત્યાં રહી. રાણી ભવાની તેને સ્નેહથી પોતાની પુત્રવધૂ રાણી સર્વાનીના સાથમાં એકાસનમાં બેસાડતી હતી. એકત્ર જમાડતી હતી ને પુત્રવધૂની પેઠે તેમના ઉપર સ્નેહ કરતી હતી. ત્રણ દિવસ બાદ પુષ્કળ ધન રત્ન સાથે આપીને સત્યવતીને પાલખીમાં બેસાડીને માલદહમાં મોકલી દીધી.

---

## પ્રકરણ ૨૭ મું

## મોગલ હાટની લઢાઈ

પ્રેમાનંદ ગોસ્વામી પિતાના મરવા બાદ એક પળનો વિલંબ નહિ કરતાં ઘોડા ઉપર સ્વાર થઇને રંગપુરની તરફ જવા નીકળ્યો. રંગપુરની જુલમથી પીડાતી પ્રજાએ માઘ માસની સાતમથી દેવીસિંહના માણસોની સાથે લઢાઈ કરવાનો આરંભ કર્યો હતો. ઇસ્ટ ઇંડિયા કંપનીના તાબાના રંગપુર દિનાજપુરમાં જેટલા સિપાઇઓ હતા, તેટલા પ્રેમાનંદને રંગપુરમાં પહોંચવાની આગમજ પ્રજાથી માર્યા ગયા હતા.

રંગપુરના કલેક્ટર ગુડલ્યાડે બીજો ઉપાય નહિ જોતાં લેફ્ટેંટ મેકડૉનલ્ડને સેનાપતિના પદમાં મુકરર કર્યો. પરંતુ પ્રજા જગે જગે ટોળાબંધ થઇને ઉભી હતી, તેને હરાવવી એ લેફ્ટેંટ માકડૉનલ્ડને મુશ્કેલ પડ્યું. ત્યારે સુબુદ્ધિમાન્ ગુડલ્યાડે પાંચ નંબરનું હુકમનામું કાઢ્યું.*

હુકમનામામાં લખ્યું હતું કે લેફ્ટેંટ માકડૉનલ્ડ જેને પકડશે તેને મારી નાખશે. અને જે ગામમાં જતો તે ગામના તમામ ખેડુતો કુલીઓને પકડીને બાળી નાંખવાનો આરંભ કર્યો પ્રેમાનંદની

---

* અંગ્રેજી ૧૮ મી નોટ જુઓ.

રાણીએ કહ્યું, "બેટા! દુકાળના વર્ષમાં પુષ્કળ જમીનદારોને કર આપવાની શક્તિ નહોતી. લાલચુ કંપનીના નોકરો જમીનદારો ઉપર ચઢેલા કર માગવા લાગ્યા. જમીનદારોને ધમકાવવા લાગ્યા કે તમારો કર નહિ મળશે તો તમારી વંશ પરંપરાની જમીનદારી બાતલ થશે. તે વેળાએ મેં મારી જમીનદારીનો કર અદા નહિ પણ બીજા જમીનદારોની જમીન રક્ષા માટે કોઇને દશ હજાર, વીશ હજાર, કોઇને પચાશ હજાર રૂપીઆ આપ્યા હતા, તેથી જમીનદારોની જમીનદારી રહી હતી. પરંતુ મારા પોતાના પરગણાનો કર અદા થયો નહિ તેથી કંપનીએ મને બાહિરબંદ કે બાતલ કરી.* મારી પોતાની એક પરગણાની જમીનદારી ... મને કંઈ કષ્ટ થયું નહોતું. પણ પુષ્કળ ગરીબ જમીનદારો ... જમીનના માલેક પોતપોતાની વંશ પરંપરાની જમીનની રક્ષા કરવામાં સમર્થ થયા હતા તેથી મારા મનને મોટો આનંદ થયો હતો. તે વર્ષે જેને જેને મેં રૂપીઆ આપ્યા હતા તેઓમાંના કોઇની પાસેથી પણ તે રૂપીઆ પાછા લઇશ એવું કદી પણ મારા મનમાં નહોતું. તેથી તે કોઇ પણ રીતે મારા ઋણી નથી."

સત્યવતીએ કહ્યું, "તેઓએ કહ્યું હતું કે, 'મેં ખત દઇને રૂપીઆ લીધા છે.' માટે તે રૂપીઆ જરૂર તેઓએ ઋણ સ્વરૂપ લીધા હતા."

રાણીએ કહ્યું, "મેં તેઓને કદી ખત લખી આપવા કહ્યું નહોતું. તેઓ ખત લખી આપવા ચાહતા હતા. પણ મેં તેઓને વારંવાર મનાઈ કરી હતી. ખત લખી નહિ આપવા દઉં તો તેઓ રૂપીઆ લેવા ચાહતા નહોતા, ત્યારે લાચારીથી મેં કહ્યું, 'આપની જેવી ઇચ્છા હોય તે લખી આપો!" તેઓએ એક કાગળ ઉપર લખી આપ્યું કે, 'ધર્મને સાક્ષી કરીને આપની પાસેથી પચાસ હજાર રૂપીઆ કરજ કર્યાં છે.'"

સત્યવતીએ કહ્યું, "તેઓએ ઋણ કરીને રૂપીઆ લીધા છે, તેમનું તે કરજ ફેડવા માટે અમારૂં ઘર કબુલાત કરી આપવું જોઇએ, અને હું પોતે દાસી થઇને આપના ઘરમાં રહીશ."

રાણીએ કહ્યું, "તમારી ઇચ્છા હોય તો ભલે આ વિપદની વેળાએ મારા ઘરમાં રહો. હું મારી કન્યાની પેઠે તમને મારા ઘરમાં રાખીશ. મારી પુત્રવધૂ તમારી સેવા કરશે."

સત્યવતીએ કહ્યું, "મેં સસરાની મરણપથારી ઉપર સ્વીકાર કર્યો છે કે આપનું કરજ ફેડીશ. તેઓનું કરજ નહિ ફેડીશ તો મારે પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થવું પડશે."

* નોટ ૧૭ મી જુઓ.

